॥ श्री जगदीश्वरनी पूर्ण कृपाथी ॥

# એક અદ્ભુત સ્વપ્ન

અથવા

## ભાત મોટા અને પેટ છોટા.

શ્રી પ્રગટ કર્તા,
શ્રી કપુર નિવાસી
જગતહિત માનવ શુભેચ્છક
માણેકલાલ વિ. સાગળદાસજી પટેલ

અમદાવાદ:
"વિજય પ્રવર્તક" પ્રેસ.

સંવત ૧૯૫૨.—સને ૧૮૯૬.
કીમત ત્રણ આના.

॥ श्री जगदीश्वरनी पूर्ण कृपाथी ॥

# એક અદ્‌ભૂત સ્વપ્ન

અથવા

## બાત બડી અને પેટ છોટા.

રચી પ્રગટ કર્તા,
શ્રી ડંકપુર નિવાસી
જગતહિત માનવ શુભેચ્છક
માણેકલાલ વિ. સામળદાસજી પટેલ

અમદાવાદ:
“વિજય પ્રવર્તક” પ્રેસ.

સંવત ૧૯૫૧.—સને ૧૮૯૫.
કીમત ૩ આના.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# उपोद्घात.

## જગતહીત પ્રીય બંધુઓ.

નિતી વિરૂદ્ધ રહેનારા પુરૂષોને નિતી માર્ગે ચલાવવાને માટે, તેમજ સ્વદેશી બંધુઓ તરફ સાર્વજનીક પ્રેમ રાખવાને માટે, તથા સ્વબાહુ બળથી મેળવેલી નોકરી ઉપર ગર્વ ન રાખતાં આપત વર્ગ તરફ સુપ્રેમ બતાવવાને માટે, તથા કનીષ્ટ પંક્તીઓથી ઉત્તમ પંક્તીએ ચઢવા છતાં પણ કેટલાક અનિતી કૃત્ય ચાલે છે, તે દુર કરવાને માટે, મેં મારી અલ્પશક્ત્યા અનુસાર આ લઘુ પુસ્તક તૈયાર કરી જગતહિત પ્રીયબંધુઓની સેવામાં મુકયું છે. જેથી કરીને આધુનીક સમયમાં સ્તુતીપાત્ર ગણાશે.

ગ્રંથ કર્તા તરીકે બહાર પડવામાં મારી મનોવૃત્તી નથી પરંતુ સ્વદેશી બંધુઓની સેવા કરવી એ દરેક મનુષ્યની ફરજ છે. એમ જાણી મેં મારી ફરજ બજાવી છે.

આ પુસ્તક રચવામાં મને મારા મીત્ર મી. શીવશંકર ત્રીભોવનદાસે તેમજ જંબુસર નિવાસી મી. મોહનલાલ અમથાભાઇએ કવિતા વિગરેમાં મદદ આપેલી છે માટે તેમનો આભાર માનું છું.

આ પુસ્તક કેટલાક સદ્‌ગ્રહસ્થોને તેમજ નામદાર સાહેબોને અમારા તરફથી નમ્રતાપૂર્વક વીનતી સાથે ભેટ આપવામાં આવ્યું છે, એવા હેતુથી કે તેઓ આ પુસ્તક છપાવવામાં પૂરતી મદદ કરે, તથા પાછળ મૂકેલી "માનવ સુબોધ પ્રકાશ" ની જાહેર ખબર વાંચી અગાઉથી ગ્રાહક બની આશ્રય આપે એવી આશા રાખું છું.

આ પુસ્તક સંબંધી સર્વે જગતહિત પ્રીય બંધુઓને વિનતી કરવામાં આવે છે કે આ લઘુ પુસ્તકની અંદર કંઇ પણ ભૂલ હોય તો તે ક્ષમા કરી સુધારીને વાંચવા કૃપા કરવી. કારણ કે આવા વિષય ઉપર આ મારો પહેલોજ યત્ન છે.

| | |
|---|---|
| **શ્રી ડાકોર.**<br>તા. ૨૭-૩-૯૫<br>મુખીની ખડકી. | લી જગતહિત માનવ શુભેચ્છક.<br>**માણેકલાલ વિ. સામળદાસજી પટેલ.** |

# अर्पण पत्रिका.

## કરૂણાસીંધુ મહારાજા શ્રી રણછોડરાયજી મહારાજની પવિત્ર શેવામાં.

### હરીગીત છંદ.

હે ડંકપુરના ઇશ જોડી શીશ વીનવીને કહું,
આપો મતી શુભ દાસને સત્કર્મનો રસ્તો લઉં;
સહુ પાપ કાપી તાપ કાપી જગતમાં સુખ આપશો,
કરૂણા કરી આ ભેટ મારી પ્રેમથી સ્વીકારશો. ૧

હું અલ્પ પ્રાણી અલ્પજ્ઞાની અલ્પ સ્તુતી ઉચરૂ,
તુજ ગુણ ગણતાં વેદ હારે પાર ક્યાં પામી શકું;
નિજ દાસ જાણી મહેર આણી દોષને વિદારશો,
કરૂણા કરી આ ભેટ મારી પ્રેમથી સ્વીકારશો. ૨

ત્રિભુવનમાં છો વ્યાપ્ત સર્વે રહેમ દ્રષ્ટી જો કરો,
મન વાંચ્છના પુરી કરોને વિઘ્ન મારાં સૌ હરો;
પ્રભુ આશ રાખુ આપની ગણી બાળ મુજને તારશો;
કરૂણા કરી આ ભેટ મારી પ્રેમથી સ્વીકારશો. ૩

હું છું.

**આપનો પ્રેમી ભક્ત.**

**મા. સા. પટેલ.**

# એક અદ્‌ભૂત સ્વપ્ન

## અથવા

# બાત બડી અને પેટ છોટા

---

## મંગલાચરણ.

### સાર્દુલવિક્રીડીત છંદ.

આરંભે પ્રણમુ પ્રીતે જગપતી જે બુદ્ધીદાતા સદા.
કરૂણા નીધીઅખંડ વિશ્વ મધ્યે વ્યાપેલ છે સર્વદા.
અવિનાશી પ્રભુ સત્ય સર્વ સમયે કલ્યાણકારી અતી
એવા જે જગત્રાત દિવ્ય મુર્તી તેને કરૂં હું સ્તુતી. ૧
જેણે સ્રષ્ટી વિશે વિચીત્ર રચના કીધી જનો કારણે
એવા જે પરબ્રહ્મ ઇશ સહુના વંદુ સદા તેમને
જાણીને લઘુ બાળ આ તમ તણો શાંતીની દ્રષ્ટી કરો
ધારેલાં શુભ કામ પૂર્ણ કરીને વિઘ્નો સહુ સંહરો. ૨

જોશો નહીં મગ દોષ રોષ ધરીને આપો સદા સુમતી
ભક્તી આપ તણી કરૂ મન વિશે એવી મને દ્યો ગતી
તું માતા ત્રાતા અને કુટુંબી તારા વિના કો નથી
સાષ્ટાંગે પરણામ નાથ કરૂં છું હું વિશ્વ કેરા પતી. ૩

## સર્ગ પહેલો.

### ભયંકર ધ્વની.

એક સમયે સૃષ્ટી લીલા જ્યારે મનોહર રૂપ થઇ પડી હતી. નદીનાં પવિત્ર નિર્મળ જળ દાની રહિત વેહેતાં હતાં, સમુદ્રની પવિત્ર લેહેરો કીનારાની સાથે મેળાપ કરતી હતી, પશ્ચિમ દિશામાં વૃદ્ધસૂર્ય અદ્રશ્યમાન થતો હતો પ્રવૃત્તી પામેલા પુરૂષો પોતાના કાર્યમાંથી વિમુખ થતા હતા, સર્વ લોક ચક્ષુ સૂર્યનારાયણ લક્ષ્મી પોતાની સાથે મેળાપ કરતા હતા, મંદમંદ વાયુની પવિત્ર લેહેરો પૂરૂષના હૃદયને આનંદ આપતી હતી, અરણ્ય નિવાસીઓ પોતે પવિત્ર મનથી વેદની ધુન્ય ચલાવી રહ્યા હતા, કેટલાક યોગી પૂરૂષો સાયંસમય હોવાથી સાયં સંધ્યા કરવા માટે જ-

તા હતા, કોઈ કોઇ ઠેકાણે માનુનીઓ મંગળ ગીત ગાતી હતી, ને તપસ્વીઓ પોતાના કાર્યમાંથી મુક્ત થતા હતા. તે સમયે સર્વ પ્રજાનું પાલન કરનાર મહાન નૃપતી રાજસીંહ સભા ભરીને બેઠો હતો; તે સભાની અંદર કેટલાક શાસ્ત્રજ્ઞ કારભારીઓ અને કેટલાક સભાસદો કે જેનું મુખ મંડળ પ્રજાને સુખ આપવાને ઇચ્છી રહ્યું હતું. એવા મહાન ધર્મજ્ઞ પુરૂષો પણ રાજ્ય સભામાં પાધાર્યા હતા; રાત્રીના શીતળ મંદમંદ વાયુથી સભાસદોનાં મુખ આલ્હાદકારક થઇ રહ્યાં હતાં. કંઇ સ્થળે ધર્મ સંવાદ ચાલતો હતો, કોઇ સ્થાને પ્રજાહિત કાર્યના વિચારો થતા હતા આવા સમયે જવની કાન્તર્ગતમાં એક મહા તીવ્ર સ્વરથી પણ કંઇક નર્મ સ્વભાવે એક ધ્વની થતો હોય એમ રાજાને કાને પડયું. સ્વર સાંભળતામાંજ નૃપતી રોમાંચીત થયો. ભવ્યકપોળ તેજોમય થયું નયન રકત થયાં. અને મહા ઉચ્ચ સ્વરથી દ્વાર રક્ષકને પૂછયું. અરે આ શું છે? આવો કંપીત સ્વર આવવાનું કારણ શું આટલું બોલી તે બંધ

થયો. તેનાં રકત નયન આ સમયે ઘણાંજ ક્રોધ યુક્ત દેખાતાં હતાં, આ કાર્યના આરંભમાં રાજાની મનોવૃત્તી કેવી છે. તે કોઇ પણ સભાસદના જાણવામાં નહોતું, વળી પુનઃવીરત્વ ધારી ક્ષત્રી પ્રવર એકદમ મ્યાનમાંથી તરવાર કાઢી પોતે સભામાંથી ઉઠી મેહેલમાં ગયો. આ સમય અમંગળકારી થઈ પડયો. સઘળા સભાસદો ભયભીત થયા, ને રાજા પોતાના મેહેલમાં દાખલ થવાથી સભા વિસર્જન થઇ જે સમયે રાજા મહેલમાં દાખલ થયો તે સમયે રાજ્ય પત્નીઓ તેમજ દાસીઓ રાજાનું રકતમય મુખ મંડળ અવલોકીને પોતાના ગૌર ગાલપર પોતાના હસ્ત દઇ સ્તબ્ધ બની ગઇ. રાજા પોતાના કરમાં અસી ધારણ કરી હૃદયમાં અનેક પ્રકારના તર્કવિતર્ક કરતો અંતઃપુરના દાદર પરથી ચાલ્યો ગયો. દીર્ઘકાયના અતી રૂપવાન નૃપતીને આ સમયે કોઇથી પણ અટકાવી શકાય તેમ નહોતું રાજા છત્રપલંગમાં બેસવા જાય છે તેવોજ ફરીથી ધ્વની શરૂ થયો. ધ્વની કર્ણે પડતાંજ મહા ક્રોધાયમાન થયેલા રાજાને અ-

નેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થયા. "ધાઓરે ધાઓ કોઈ ક્ષત્રી પ્રવર ગહારી સહાય કરો" આ શબ્દો કર્ણે પડતાંજ રાજા તરતજ પોતે અગાસીમાં ગયો; ત્યાં જઈને જુવે છે તો કંઈ પણ તેના જોવામાં આવ્યું નહીં; તેથી પોતાના મન સાથે અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. અરે આશું, કોણ છે. શું હતું ને કયાં ગયું અત્રે કંઈ પણ દ્રષ્ટીએ પડતું નથી માત્ર આકાશ મારી નજરે પડે છે. અને સપ્ત લોક ચક્ષુ રવી પીતાં સમુદ્રની સાથે મેળાપ કરતા હોય એમ દેખાય છે. એવામાં દ્વાર રક્ષક નૃપતી પાસે આવી વિનય પૂર્વક બોલ્યો. કૃપા નિધાન. કાની માત્ર નિરર્થક છે. દીર્ઘ નિશ્વાસ મુકતો રાજા આ સાંભળી પાછો ફર્યો. અને જ્યાં અંતઃપુરમાં પ્રવેશ કરે છે કે તરતજ પુનઃરૂદનની શરૂ થયો. પ્રીય વાંચનાર આ સમયે તારા મનની અંદર કંઈ પણ તર્ક થતા હશે. કે આશું હશે, તેને માટે રાજા પણ વિચારમાં લીન થઈ ગયો હતો. પરંતુ તેને કંઈ પણ માલમ પડયું નહીં, તેથી પોતે નિરાશ થઇ

સુખામના રૂઢ થયો આ સમયે રાજા નીદ્ર દેવીને આધીન થયો. તેથી કરીને તેના સર્વ વિચારો નષ્ટ થયા, તોપણ જેમ મયુર વૃક્ષપર નીદ્રા લે છે તેમ આ રાજાને નીદ્રા દેવી પ્રાપ્ત થઇ તે ચિંતાંથી મુક્ત થતો હતો, ઊઠતો હતો, અને જોતો હતો. તેને આ વખતે સર્વે દિશાઓ ભયભીત દેખાતી હતી. વિદ્યુતવત દિપ તેની સન્મુખ પ્રકાશી રહ્યા હતા, દ્વાર બહાર રક્ષકો બેસી રહેલા હતા, તોપણ રાજાને સંપૂર્ણ રીતે નીદ્રા આવી નહી અને વિચારમાંને વિચાર લીન થઇ ગયો. થોડો સમય વિત્યા પછી રાજા પશ્ચિમ તરફ મુખ કરી જાણે નીદ્રા દેવીનું આલંબન કરતો હોય તેમ સૂતો, આ સમયે તેને દેવી સંતુષ્ટ થઇ. પરંતુ વિપત્તી તો દરેક મનુષ્યના સુખને વિઘ્ન કર્તા છે, તેણે આવો અમુલ્ય સમય જવા દીધો નહીં. નૃપતીનાં અર્ધા નેત્ર મીંચયલાં છે. દેવી કંઇક સંતુષ્ટ થયેલી છે, તે સમયે એક મહા પ્રચંડ વિક્રાળ, અને યોગમાં નિપૂણ પુરૂષ તેની સન્મુખ ઊભો રહ્યો. તેનું મુખ મંડળ સુંદર, છાતી પ-

લાળી, દીર્ઘ બાહુ, તેજોમય ચક્ષુ અને તેના ભવ્ય કપોળ પર ત્રીપુંડ ધારણ કરેલું હતું, તે નીવાય ખાંધ પર પવિત્ર યજ્ઞો પવિત ઝુલતું હતું. તેના અંગપર એક જીર્ણું વસ્ત્ર નાંખેલું હતું, ને તેની જટાથી તેનું મુખ મંડળ આચ્છા દન થયેલું હતું. તેથી એ કોણ છે તે જાણી શકાય તેમ નહોતું. રાજા આ જોઇ તુરત ઉભો થયો ને સાંષ્ટાગ દંડવત પ્રણામ કરી જાણે પ્રભુ સ્તુતિ કરતો હોય તેમ ઝીણે સ્વરે બોલ્યો " યોગીરાજ આપના અત્રે પધારવાનું શું પ્રયોજન છે તે કૃપા કરી મને કહો." યોગી જરા શાંત થઇ બોલ્યો. અરે દુષ્ટ! તું શું એમ નથી ધારતો કે કરેલાં કર્મનાં ફળ મળતાં નથી! અરે તારી આટલી બધી ક્રુરતા! બ્રાહ્મણને યોગી તરફ તારો દ્વેષ, પ્રજાનું અહિત ચાહનાર, અને પ્રજા પાસેથી અતિશય કર લેવાની તારી ઇચ્છા, આટલું બોલી તે યોગી તરત ગાયબ થઇ ગયો. પ્રીય વાંચનાર! આ વખતે રાજાના મનમાં કેવા તર્ક થતા હશે તેનો તુંજ વિચાર કર. મહા ભિસ્ચાભિલાષ

ધારણ કરનાર રાજા દિન સ્વરે બોલ્યો. યોગી-રાજ! આપ મારા જેવા રંકપર આટલા બધા ક્રોધ યુક્ત થાઓ છો, તે આપના યોગીત્વ ને શોભતુ નથી. જો મારાં કાર્ય આપને અનુચીત લાગતાં હોય તો આ બુદ્ધી હીન પુરૂષને જે કહેવું હોય તે કહો. આપનું કહેવું હું શીરો ધાર્ય કરીશ. યોગી કે જેનું મુખ આ સમયે વિક્રાળ થયું હતું, તે જરા ઉચ્ચ સ્વરે બોલ્યો. અરે. તારા ભવિષ્યમાં અમંગળ થવાનું કારણ તને સૂચવે છે. રજની પ્રસુતી સમયે જે અતી ક્રોધ યુક્ત અને ભયંકર અવાજ થાય છે, તેજ તારો અમંગળ કર્તા છે. આટલું બોલી તે યોગી અદ્રશ્ય થઇ ગયો ને રાજા બેભાન હોવાથી તેને દેખી શક્યો નહીં. અને રાજાને મન સાથે અનેક પ્રકારના વિચારો થવા લાગ્યા. પ્રીય વાંચનાર વધુ ખબરને માટે તું આગળ વાંચ.

## પ્રથમ સર્ગ સમાપ્ત.

---

# સર્ગ બીજો.

## એક અદ્‌ભૂત સ્વપ્ન.

ગ્રીષ્મ ઋતુમાં મધ્યાનકાળે એક તરૂણ યોદ્ધા એક નવીન અને સુંદર બાગમાં પોતાની મનોવૃતી શાંત કરવાને માટે બેઠેલો હતો, ગંભીર આકાશ તરફ સ્થીર દ્રષ્ટી કરી આ તરૂણ લઘુ વયનો ક્ષત્રી બાળ વિચારમાં લીન થયો હતો પ્રીય વાંચનાર આનું નામ રમણસીંહ અને ગ્રંથનાયકનું આ તારે પહેલ વહેલું ઓળખાણ છે. માણસનું મન કોઇ વખતે નીરાશ રહે છે, તે નીયમાનુસાર આ જુવાન પુરૂષ તર્કો દંપીના તાર્કીક તરંગમાં તરતો હતો. એનું મન સૃષ્ટી સૌંદર્યના નીરીક્ષણ કરવા છતાં જરા પણ શાંત ન પામતાં સમુદ્રની લેહેરો માફક અનેક પ્રકારના સંકલ્પથી ઉદ્વેગ પામતું હતું. કંઇક ગદ ગદ કંઠે તે બોલ્યો. અરે! નીર્વંનનું કાર્ય સદા સુભદ્રાચીત હોય છે. આટલા બધા પ્રયાસ કરવા છતાં ધારેલું અભીષ્ટ ફળ અદ્યાપી પર્યંત મળતું નથી.

હવે સુખદાયક રસ્તો લેવાને હું કયાં પગલું ભરૂં. અરે અનુચીત કાર્ય ક્ષત્રીને અપવાદનીય થઇ પડે, વિધાતા તારી કૃતીની તો હવે પરીસીમા, જો તું મૂર્તીમાન રૂપે દસ્ત હોત તો હું તને એક બે સીધાં વચન કહેત, પણ અરેરે એમાં તારો પણ દોષ નથી. આટલું બોલી તે જુવાન પૂરૂષનું વદન ફીકું થઇ ગયું. ને અંગરની દીત આંખમાંથી એકાદ બે અશ્રુ તેના ગૌર ગાલપર પડ્યાં. કંઈક શાંત વારે તે આ દેવ ભુમીમાં પાછો ફરીથી બોલ્યો. કે મનુષ્ય માત્રને આ જીવીકાનું ખરું સાધન તો દ્રવ્યજ છે કેમકે.

यस्यास्तिवित्तंसनरःकुलीनः
सपंडितःसश्रुतिमानगुणज्ञः ॥
सएववक्तासचदर्शनीयः
सर्वेगुणाःकान्चनमाश्रयन्ते. ॥ १ ॥

અર્થ—જેની પાસે પૈસા છે તેજ કુળવાન, તેજ પંડિત તેજ સાંભળવા લાયક, તેજ ગુણી, તેજ વક્તા, ને તેજ દર્શનીય છે માટે સર્વ ગુણ

સોનામાં છે અર્થાત સોનાનો સૌ આશ્રય કરે છે.

સપ્રમાણે જોતાં વિદ્યાને લક્ષ્મીનું એકજ સ્થાન છે. હૃદયના તર્ક નષ્ટ કરવાને આ અશક્ત, ભાગ્યહીન પુરૂષ પોતાના ઘર તરફ પરીક્રમણ કરવાનો વિચાર કરતો હતો. પરંતુ તે આ બધી સૃષ્ટી લીલા જોવાથી આલ્હાદ ન પામતાં તદન વાક શુન્ય થઇ ગયો. અને મન સાથે બોલ્યો, હાય બાપા ભગવાન. આવી વિડંબના શા માટે આપો છો. ગયા ભવમાં મેં શાં પાપ કર્યા હશે, અરે આટલું બધું કરવા છતાં તું જરાપણ સંતુષ્ટ ન થયો. ફરીતી તેના ઉદ્વેગને સમાવીં આ જુવાન યોદ્ધાએ પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું. આ સમયે રગણસેનની મા પોતાના પુત્રની રાહ જોતી હતી. તે જાણતી હતી કે મારા જીંદગીનું ખરૂં સાધન તો મારો પુત્રજ છે. એટલામાં રગણસેન નીસ્તેજ ચેહેરે આવી પહોંચ્યો. પુત્રને નીરખીને માતા દીન સ્વરે બોલી. મારા પ્યારા તનય. તારી યૌવનાવસ્થા હોવા છતાં તારૂં મુખ મંડળ નીસ્તેજ કેમ દિસે છે?

મારા તરૂણ પુત્ર શું તને દુઃખ અથવા સંસારીક વ્યાધી પીડે છે? કે કેમ? રમણસેન પોતાના હૃદયને સ્થીર રાખી સ્મીત વદને બોલ્યો. માજી આપ જાણો છો તદૃપી આપે મને પૂછવાનું શું પ્રયોજન છે? પુત્રનાં દીન વાકય સાંભળી તેની માતાને જેમ પહાડના શીખરોમાંથી પાણીનો પ્રવાહ ચાલતો ન હોય તેમ તેના ચક્ષુમાંથી દુખાશ્રુ વહેવા લાગ્યાં. હવે મા પોતાના બાળકને શાંતી આપવા માટે એકાદ બે વચન કહે છે. બેટા? આવા તારે તર્ક કરવા એ ખોટું છે. તું જાણે છે કે મારા મરણાંત લગી આપણી સ્થીતી ફરે તેમ નથી. તારા વીરત્વ ધારી પીતાના મરણ પછી આપણી સ્થીતી નીર્માલ્ય થતી જાય છે અનેક પ્રકારના સંકલ્પ યુકત માતા દિનસ્વરે બોલી. જગદીશ્વર? શું તારે આમ ભાગ્યહીણ પૂરૂષને દુઃખ આપવું એ તારા પવિત્ર ધર્મને યોગ્ય છે? પરમાત્મા. હવે માત અને પુત્ર ઉપર તું દયા કર. અરે નિર્ધન પુરૂષોના વિચાર કયારે ફળીભૂત થાય તેમ છે, હે પ્રભુ તું આ

લધુ વયના બાળ ઉપર કૃપા કરી તેને કંઇ સ-
ન્માર્ગ દર્શાવ. આટલું બોલી પોતાના પુત્રને છા-
તી સાથે દાબી અનેક પ્રકારના બોધ આપે છે.

### ઉપેંદ્રવૃજા વૃત.

અરે તનુ કેમ વિચાર આવ્યો,
સુકાર્ય માટે વળી તર્ક લાવ્યો;
ભુંડા વિચારે તુંજ જીવ જાશે,
નસીબમાં છે વળી તેજ થાશે. ૧

### श्लोक.

नैवाकृतिःफलतिनैवकुलंचशील ।
विद्याऽपिनैवनचयत्नकृताऽपिसेवा ॥
भाग्यानिपूर्णतपसाखलुसंचितानी ।
कालेफलन्तिपुरुषस्ययथैववृक्षाः ॥१॥

અર્થ—રૂપ, કુલીનતા, સ્વભાવ, વીદ્યા, ને મુશ્કેલીથી કરેલી સેવા, કોઈ પણ પૂરૂષને ફળદાઈ થતાં નથી, ફકત પહેલાં કરેલા તપવડે મેળવેલું ભાગ્ય પુરૂષને વૃક્ષની માફક ફળ દાતા છે.

આ પ્રમાણે શાસ્ત્રજ્ઞ પુરૂષોનું કહેવું છે. અને

તારા પિતા પણ કહેતા હતા કે દરેક યત્નમાં ફ-ળીભૂત થવું એ કર્માધીન છે. માટે મારા તનય તારે તારી જીંદગી પર્યંત યાદ રાખવું કે જે ન-શીબમાં લખ્યું તે કદી ફરવાનું નથી.

## માલિનીવૃત.

પુરવતજી રવિતો ઊગશે અસ્ત ભાગે;
સુરખજન કદીતો, ચાલશે ન્યાય માર્ગે;
કમળ જળતજીને, પર્વતે ઉગશે—હા.
તદપિ નશીબમાંહી, જે લખ્યું તે ફરે—ના ૧

રમણુ સેન સરળ સ્વભાવનો હતો, અને તે આખો દિવસ સુબોધ કારક પુસ્તકો વાંચી પોતાનો કાળવ્યતીત કરતો હતો, પોતાની માતાને ચહા-નારો પુત્ર કંપિત સ્વરે બોલ્યો, માજી આપ ક્ષ-ત્રાણી છો. તેથી આપ જાણો છો કે ક્ષત્રીઓને નોકરી કરી પૈસો સંપાદન કરવો એ કંઈ અધર્મ નથી. માટે જો આપની આજ્ઞા હોય તો કાલે પ્રાતકાળે અત્રેના રાજાને ત્યાં નોકરીને માટે જાઉં. અપૂર્વ સુખની આશા રાખનારી તેની માતા બોલી. બેટા તારી અભિલાષા શ્રી પરમાત્મા પરિ-

પૂર્ણ કરી કુરતા યૌવન કાળનો ચીંતામાં વ્યાકુળ થયેલો આ પુરૂષ વિશ્રાંતી માટે પોતાના શયન ગ્રહમાં સુવા માટે જતાં જતાં નીચે મુજબ બોલ્યો.

## વસંતતિલકા વૃત.

સંસારનું સુખ અરે નથી કાંઈ સારૂં,
વિચાર વીગુજનને વળી હોય પ્યારૂં;
સંસારમાં કંઇ ગયા અને કાંઈ જાશે;
જે ભાગ્યમાં પ્રથમથી લખ્યું તેજ થાશે.

---

પોતાના શયનસ્થાનમાં સુતાથી તેના હૃદયના સર્વ વિચારો નષ્ટ થયા. કાલે હું જરૂર નોકરી ને માટે જઇશ અને ઇશ્વર કૃપાએ ફતેહ પામીશ એમ કહેલા શબ્દો નીકળે હોતાને આધીન થયો. ચોરના રીપુ ચન્દ્રમાથી રાત્રી તેજસ્વી દેખાતી હતી. પવન મંદ મંદ આવતો હતો, અને નભ બધુ શુન્ય કાર થયું હતું. ચંદ્રમા સૃષ્ટીની સોંદર્યતા નીરીક્ષણ કરતો ન હોય તેમ મધ્યઆકાસે આવ્યા આ સમયે શુકા પ્રતાપી અને ગુણવાન પુરૂષ નીદ્રાધીન થયો ને કેટલીક વાર પછી

સ્વપ્ન દશાને પ્રાપ્ત થઈ અનેક ઉત્તમ સુખ ભોગવવા લાગ્યો. એવી રીતે કે જાણે મારી વામ ભાગે એક મહાન નૃપતીની કન્યા પોતાના સુવર્ણમય પ્યાલામાં પાણી લઇ ઉદય કાળમાં મુખ પ્રક્ષાલન કરાવવા માટે ઉભી છે, ને દક્ષીણ ભાગે રાજસીંહની પરમ પુનીત પુત્રી મનોદ્રષ્ટીથી હૃદય સાક્ષી રાખી આનંદમય લેહેરોમાં મગ્ન થતી મારી આશ્વાસન કરે છે. આ વખતે તેનું હૃદય આનંદમય થયું, અને સંસારનું અનુપમ સુખ ભોગવવા લાગ્યો. આ તેનું પ્રથમ સ્વપ્નું હતું, રમણસેન સ્વપ્ન દશામાં ચકીત થઇ ગયો, ને પ્રાતઃકાળનો સૂર્ય પોતાના સહસ્ત્ર નચોરસ્ત્રોથી સૃષ્ટીની અનેક ચીજો નીરખવા લાગ્યો તોપણ આપણો ચરીત્ર નાયક નીદ્રામાંથી મુક્ત થયો નહીં. જેથી કરીને તેની માતા તેની પાસે આવી તેને જાગૃત કરવા માટે યત્ન કરવા લાગી, પરંતુ અલૌકીક સુખ ભોગવનારો આ વીરપુરૂષ ઘણો કાળ સુધી પણ જાગૃત દશાને પ્રાપ્ત થયો નહી તેથી તેની માતા નીચે પ્રમાણે વિલાપ કરવા લાગી.

## લલીત વૃત.

અરરર પુત્ર શું ઉંઘમાં પડયો,
ભજવતો ફર્યો ભાવભાવનો;
ખરરર લોહીને આંસુડાં પડે,
ઝરરર ઝાટકો ઉરમાં નડે. ૧
અરરર બાળકા આગશું કર્યું,
રતન રંકનું ઇશ્વરા હર્યું;
કરમથી થયું કોને જૈ કહું,
તનુ વિયોગમાં કયાં જઇ રહું. ૨

માતાના કરૂણા મય વિલાપથી તે નીદ્રામાંથી જાગ્રત થયો. ને ગભરાટમાં પડી ધીમે સાદે બોલ્યો. માજી, આગ કરવાનું શું પ્રયોજન હું જરા નીદ્રામાં લુબ્ધ થયો હતો, માટે મને આજે જરાવાર લાગી, દયામણે મોઢે તેની માતા બોલી તારે માટે મને અન્ય ભાવના ઊત્પન્ન થઇ હતી અને તને જાગ્રત કરવા છતાં તું જાગ્રત ન થયો તેથી મારા હૃદયમાં અતીશય તર્ક થતા હતા. અરે મારા વહાલા તનય. કાલે તેં મને નોકરી જવા વિષે કહ્યું હતુ તે કાર્યને માટે જા, ઇશ્વર તા-

રી અભીલાષા પરીપૂર્ણ કરશે. માતાનું આશીશ વચન સપ્રમાણ ગણી આપણો ગ્રંથ નાયક ઉઠયો. દંતધાવન મુખ પ્રક્ષાલન કરી ઇશ્વરને અભીવંદન કરતો કરતો રાજસભામાં ગયો. તદ્રૂપી સ્વપ્ન સુખ તેના હ્રદયમાંથી નષ્ટ થયુ નહોતું અને સાગરનાં ભરતીઓટ, માફક અનેક વિચાર તેના હ્રદયમાં પ્રગટ થવા લાગ્યા. આ વિર યોધ્ધો રાજસભામાં ગયો, ને ત્યાં અનેક પ્રકારના પ્રયાસ કરી પોતાના કાર્યમાં ફતેહમંદ નીવડયો આજથી આ તરૂણ પુરૂનો ઉદય કાળ થયો. પ્રીય વાંચનાર હવે આપણા ગ્રંથ નાયકનાં પરાક્રમ અને ચાતુર્યતા જોવાને માટે તું આગળ વાંચ.

દ્વીતીય સર્ગ સમાપ્ત.

---

## સર્ગ ત્રીજો.

### ઉદયકાળ.

મહારાજા રાજસીંહ નીયમાનુસાર દિવસ પ્રત્યે બે વખત રાજ સભા ભરતા હતો. રાજા

જોકે અધાર્મીક હતો. તદ્દાપી તેને રાજ્ય ઠાઠ અતીશય પ્રાપ્ત હતો, દ્રવ્યવાન, સજ્જન, અને વિદ્વાન પુરૂષો જો કે તેની સભામાં પધારતા હતા તોપણ તે શાસ્ત્ર વિરૂદ્ધ વર્ત્તતો હતો. સજ્યન માણસોનું કહેવું તે માન્ય કરતો નહી, તેમ પ્રજા તરફ ઘણી જુલમી રાતે વર્તતો હતો. એક દિવસે રાજસીંહ સભા ભરીને બેઠો છે ત્યાં આપણો ગ્રંથ નાયક આવી પહોંચ્યો. આ સમયે તેનું ઉદ્દારમુખ મંડળ ચીંતાતુર દેખાતુ હતું, અને તેના હૃદયાબ્ધીમાં અનેક તરંગો ઉછળાતા હતા. તેના આવતા વારમાંજ નૃપતીએ તેની સન્મુખ કેટલીક વાર જોયા બાદ કંઇક સ્મીતવદને બોલ્યો રમણસેન? તમારૂં હૃદય આ સમે શીતળ કેમ દેખાય છે? જેનો ઉદય કાળ પસા આવ્યો છે તે આ યુવક ખેદયુક્ત બોલ્યો, નરેશ કંઇ નહીં. "બાત બડી અને પેટ છોટા" આ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. અને તેનું મન તેની સઘળી બીના સાંભળવાને લલચાયું. અને શાંતપણે બોલ્યો. રમણસેન તમારી ગ્ન્યાનીનું મને

મુખ્ય કારણ કહો. તમારો અભ્યુદય કરવામાં હું બનતો યત્ન કરીશ. માટે આ સમગ્રે સત્ય વાત દર્શાવો, રમણસેન કંઇક ગદગદ કંઠે બોલ્યો, કૃપાનીધાન આ ભાગ્યહીણ પુરૂષની સ્થીતી સાંભળી આપને પણ ચીંતા પ્રાપ્ત થશે. આટલુંજ કહેતાં તેના નયનમાં જળ પ્રવાહ થવા લાગ્યો આથી નૃપતી તેની સર્વ બીના સાંભળવાને ઘણોજ આતુર થયો. અને કહ્યું કે રમણસેન, તમો નીર્ભયપણે બોલો. રમણસેન દીર્ઘ નીશ્વાસ નાંખી ગંભીર સ્વરે બોલ્યો.

## ઉપેન્દ્રવજ્ર વૃત.

અપાર તૃષ્ણા કયમ પાર આવે,
મુનીજનોને પણ તે સતાવે;
વિચાર માટે વળી પેટનાનું,
ઇચ્છેલ રાજા કહો કેમ પામું.

રમણસેન? તમારી વાર્તા મારાથી પૂરેપુરી સમજાય નથી. માટે સ્પષ્ટ રીતે કહો.

રમણસેન—

॥श्लोक.॥

वरंवनंव्याघ्रगजेंद्रसेवितं

द्रुमालयेपक्कफलांबुभोजनम् ।

तृणानिशय्यापरिधानंवल्कलं

नबंधुमध्येधनहीनजीवनम् ॥ १. ॥

અર્થ—વાઘ અને હાથી રહેતા હોય તેવું વન સેવવું તે સારૂ, વૃક્ષરૂપી ઘરમાં વસીને પાકાં ફળ ખાવાં તે સારાં. સુવા માટે ઘાસનો સાથરો ને પહેરવાને માટે ઝાડની છાલનાં વસ્ત્ર આ સર્વ સારૂં પણ પૈસા વગર કુટુંબમાં નિવાસ કરવો તે સારૂં નહીં.

યુવકનું આ બોલવું રાજાના મનમાં બરોબર ઠરયું, ને કહ્યું કે રમણસેન તમારી વાક્ચાતુર્યતાથી હું તમારા પર પ્રસન્ન થયો છું માટે હૃદયના સર્વ તર્કો નિર્ભયપણે દ્રશ્યમાન કરો.

રમણસેન—

॥ श्लोक. ॥

त्यजन्तिमित्राणिधनैर्विहीनं

दाराश्चभृत्याश्चसुहृज्जनाश्च ।
तेचार्थवंतंपुनराश्रयन्ते
ह्यर्थोहिलोकेपुरुषस्यबंधुः ॥ १ ॥

અર્થ—જેની પાસે પૈસા નથી. તેને સ્ત્રી, મીત્ર, ચાકર તેગજ બાઇબંધ તજી દેછે, પછીથી કદાપી તેને પૈસા મળે છે તો તેને છોડીને અળગાં થયેલાં છે. તેજ તેનો આશ્રય કરે છે માટે પૈસા એ માણસનો બંધુ છે આ સાંભળતા વારમાંજ રાજા, તેગજ સર્વ સભા સ્તબ્ધ બની ગઇ, પરંતુ આ વીરપુરૂષ પોતાની વાક્યાતુર્યતા બંધ કરી શક્યો નહીં.

## માલિનીવૃત્ત.

સરસ સરસ રાજા, દ્રવ્ય જો હોય પાસે;
વસનુ મન તણું તો, સારૂં રહે છે સુવાસે.
ગરીબ જન કહાને, કેમ ધારેલ પામે ?
વસુવિણ પશુ. રાજા દુઃખ ક્યાંથીજ વામે ॥ ૧ ॥

આ ક્ષત્રી પ્રવરનું બાપણુ પરીપૂર્ણ શ્રવણ કર્યા પછી જરા શાંતપણે રાજા બોલ્યો. રમણુ-

સેન આજથી તમને સેનાપતિની જગ્યા આ-
પવામાં આવે છે. આ સાંભળી ઉદયકાળ થના-
રની મનોવૃતી શાંત થઇ, અને રાજાને નમન
કરી સભામાં બેઠો. પ્રીય વાંચનાર રમણસેનનું
ચરીત્ર વાંચી તારીવૃત્તિ શાંત કર. ને કદી તા-
રી સ્થીતી નિર્માલ્ય હોય તો તેમાં પણ સં-
તોષ રૂપી ખડગ ધારણ કરી દુઃખ રૂપી શત્રુનો
નાશ કર કારણ કે મનુષ્યનો સર્વ સમય સુખમાં
યા દુઃખમાં જતો નથી તેને માટે ભતૃહરીએ ક-
હેલું છે કે—

क्वचिद्भूमौशायीक्वचिदपिचपर्यंकशयनः
क्वचिच्छाकाहारीक्वचिदपिचशाल्योदनरुचिः
क्वचित्कंथाधारीक्वचिदपिचदिव्यांबरधरो
मनस्वीकार्यार्थीनगणयतिदुःखंनचसुखम्.।१।

અર્થ—કોઇ વખત પૃથ્વીપર સૂવે છે અને
કોઇ વખત પલંગપર સૂવે છે. કોઇ વખત ફકત
કંદમુળનો આહાર કરે છે, અને કોઇ વખત શા-
ળના ઉત્તમ ચોખાનો આહાર કરે છે, કોઇ વ-

ખત ઘાબળી ઓઢે છે અને કોઇ સમયે સુશો-
ભીત વસ્ત્ર પહેરે છે. એજ રીતે મનસ્વી અને
પોતાના કામને સાધનારો પુરૂષ દુઃખ યા સુખ
ગણકારતો નથી. તેવી રીતે તું પણ સંતોષી
થઇ સદાચર્ણથી વરત, જેથી પ્રભુ તારો ભા-
ગ્યોદય કરશે.

તૃતીય સર્ગ સમાપ્ત.

---

## સર્ગ ૪ થો.

### યુદ્ધદર્શન.

રમણસેનના ઉદયકાળની વાર્તા આખા ન-
ગરમાં ફેલાઇ ગઇ. પોતાના પુત્રને એકદમ ઉંચી
પદવી પ્રાપ્ત થવાથી તેની માતાના હર્ષની ગણા
રહી નહીં. રમણસેન સદાચારથી પોતાની નોક-
કરી બજાવીને પોતાના દિવસો આનંદમાં નીર્ગ-
ગન કરે છે એવામાં એક દીવસે રાજસભામાં
આવી પહોંચ્યો તેના આવતામાંજ સભાસદો
જેમ સુર્ય પ્રકાશથી તારા અસ્ત પામે છે તેમ

તેના ભવ્ય તેજથી ઝાંખા થયા. આ સમયે સર્વે સભાસદો આનંદપણે બેઠેલા હતા. એટલામાં ઇશ્વરેચ્છાથી એક અમંગળમય વાર્તા બની. નૃપતી સીંહાસનપર આરૂઢ થયેલો છે, તેવામાં એક અનુચરે આવી સચીવના હસ્તમાં પત્ર આપ્યો. તે રાજાયે જોયો. સચીવે મન સાથે પત્ર વાંચ્યો. તેથી તે ભયભીત થયો, આવો દેખાવ જોઈ રાજા સચીવ પ્રત્યે બોલ્યો, આવી રીતે તમારે એકદમ વાક્શુન્ય થવાનું કારણ શું ? અમાત્ય કે જેનું મન વ્યગ્ર થયું હતું તે ગંભીર સ્વરે બોલ્યો. કૃપાનાથ, આ પત્ર આપણી પાસેના રાજા ચંદ્રસેનનો છે અને તેમાં યુદ્ધનું આમંત્રણ થયેલું છે. આ સાંભળીને રાજા ગભરાયો. અને મન સાથે તર્ક વિતર્ક કરવા લાગ્યો. આવા મહાન નૃપતી સાથે કેવી રીતે લડવું અને કેવી રીતે જય પામવો એ વિષય તેના હૃદયમાં ઉભરાયા કરતો હતો, તે એકદમ સભામાં બોલી ઉઠયો. મારા શુરવીર સેનાધીપતીઓ. આજે આપણને ચંદ્રસેન સામે યુદ્ધ કરવાને માટે પત્ર

આવેલો છે માટે કયો ક્ષત્રી પ્રવર રણુક્ષેત્રમાં જઈ પોતાની અપૂર્વ કીર્તી સંપાદન કરી વિજય પ્રવર્તાવશે. આ સાંભળતાં વારમાંજ રમણુસેનનું મુખમંડળ વિક્રાળ થયું, નયન રક્ત થયાં અને જમણા કરમાં ખડક ધારણ કરી સભામાં એકદમ ઉભો થઈ બોલી ઉઠ્યો. મહારાજાનો જય થાઓ હું મારા બાહુ બળથી આપની અતુલ્ય કીર્તી પ્રવર્તાવીશ. અને જો આપની આજ્ઞા હોય તો આપણા પવિત્ર વિજય પતાકા નીચે દુસ્મનને આપની સાનીધ્ય ખડો કરીશ. રમણુસેનનું આવું શૌર્ય વાકય સાંભળી રાજા અતી હર્ષીત થઈ બોલ્યો. "મારા શુરવીર સેનાધીપતી તમો લસ્કર સહીત રણુક્ષેત્રમાં જાઓ અને તમારી મદદ માટે હું બનતા પ્રયાસ કરૂં છું. ને ત્યાં જઈ વિજય કરો." નૃપતીની આજ્ઞા શીરોધાર્ય કરી આયુવક પોતાની માતુશ્રીને સંમાગમાં જવાના શુભ સમાચાર કહેવાને અતી હર્ષ યુક્ત આવ્યો ને કહેવા લાગ્યો કે હે જકન જનુની સમાન મારી માતુશ્રી આજે મારે યુદ્ધમાં જવું છે અને મારા

પીતાની અતુલ્ય કીર્તી પુનઃસંપાદન કરવી છે. પોતાનો પુત્ર યુદ્ધમાં જવાને 'આતુર' થયેલો છે એમ જાણી તેની માતા દિન સ્વરે બોલી. બેટા તું યુદ્ધમાં જવાને યોગ્ય નથી. કારણ કે યુદ્ધમાં જવું તે કંઈ સેહેલ વાત નથી. તું કોઈ સમયે યુદ્ધમાં ગયેલો નથી અને નજરે જોયેલું પણ નથી અને વળી લઘુ વયનો છે માટે એ વાત બોલીશમાં. પોતાની માતાનાં આવાં કાયર વાક્ય સાંભળી તે ક્રોધાધીન થયો ને કહેવા લાગ્યો કે મારે તો રણક્ષેત્રમાં જવું છે અને ચંદ્રસેનનો પરાજય કરવો છે જરરીત આંખે તેની માતુશ્રીએ કહ્યું, "કે બેટા ચંદ્રસેન સામે તારે તરવાર ધારણ કરવી એ યોગ્ય નથી. કેમકે તેમણે મારૂં તથા તારા પિતાનું પાલન કરેલું છે. માટે તું તેમની સામે લઢવાને લાયક નથી."

**રમણસેનની માતા—**

**સાર્દુલ વિક્રીડીત વૃત.**

રેયુદ્ધે જવું બાળ આ દિવસથી,
શું સારૂં લાગે તને,
વ્હાલા પ્રાણ નિયોગ કેમ કરશો,

ચીંતા ઉઠે છે મને;
જ્યારે યુદ્ધ વીશે વળી તનુ જશો,
શાંતી વળે શા થકી,
ના,ના, પુત્ર નથી જવું રણુ વિશે,
માનો કહ્યું રે નક્કી. ॥ ૧ ॥

રમણુસેન —

માતા આગનદો નહી જીભ થકી,
જો પુત્ર તારો જશે,
કીર્તી વંત અને પરાક્રમી બને,
ધાર્યું પ્રભુનું થશે;
ક્ષત્રાણી થઇ આગ ગાત વદવું,
સાચો નહીં ધર્મરે,
ક્ષત્રીને અપવાદમા શીર થશે,
લાગે બહુ શર્મરે ॥ ૨ ॥

આ પ્રમાણે માતાને આશ્વાસન આપીને રમણુસેન યુદ્ધે જવા તત્પર થયો. પ્રીય વાંચનાર હવે યુદ્ધ વર્ણુન માટે આગળ વાંચ અને પ્રેમાં કુરનો કંઈ પણુ લાભ તું લે.

ચતુર્થ સર્ગ સમાપ્ત.

---

# સર્ગ પાંચમો.

## પ્રેમાંકુર.

ગીરી અને ખડકો ઓળંગી આ તરૂણ પૂરૂષે રણભુમીમાં આવી પડાવ કર્યો. યુદ્ધમાં કેમ કરવું અને પરાજયમાં કેવી યુક્તીઓ કામે લગાડવી એ બાબતના વિચારો આયુવક કરવા લાગ્યો. આખરે તેણે મન સાથે એવો નિર્ણય કર્યો કે દિવસે યુદ્ધ કરવા કરતાં રાત્રીયે યુદ્ધ કરવું એ સારૂ છે. આ બાબતથી શત્રુઓ પણ સારી રીતે જાણીતા હતા. યુદ્ધમાં જયયા પરાજય પાંમવો એ કર્માધીન છે આ વાત આપણો ગ્રંથનાયક સારી રીતે જાણતો હતો. આખો દીવસ પડાવ નાંખી રાત્રીએ યુદ્ધ કરવું છે એવો નિશ્ચય કરી રમણસેન સાંજના સમયે ફરવા માટે નીકળ્યો. ફરતાં ફરતાં તેના જોવામાં એક શીવાલય આવ્યું, જેની સમીપે સરીતાનો મંદમંદ પ્રવાહ ચાલી રહ્યો હતો. તે સ્થળે આયુવાન પૂરૂષ આવ્યો. અરણ્યની શોભા આ સમયે સંપુર્ણ થઇ રહી હતી. નાનાં નાનાં પક્ષીઓ કલ્લોલ કરતાં હ-

તાં સમુદ્રમાં દીનપતી પડનો હતો. આ સમયે શીવાલયપર આવેલી અગાસીના ધાબામાં એક અનુપમ લાવણ્યમય કુલીન કન્યા કે જેને સૃષ્ટી કર્તાએ નવરાશની વખતે ઘડેલી હોય એવી પોતાના કમળમય હસ્ત પોતાના ગૌરગાલપર નાંખી અસ્ત પામતા સૂર્યની અપૂર્વ શોભા નીરખતી હતી. આજે ગ્રીષ્મ રૂતુની પૂર્ણીમાનો દીવસ હોવાથી ભગવાન વીવેક ચુડામણી પૂર્વ ભાગે ઊદય પામતા હતા. મંદમંદ વાયુની લેહેર પુરૂષના હૃદયને આનંદ પમાડતી હતી. અપૂર્વ સુખની આશા રાખનાર આ તરૂણ યોદ્ધાની દ્રષ્ટી ધામેધામે પેલી બાળીકા તરફ ગઈ. આ પ્રેમમય મુર્તીનું દર્શન થતાંજ રમણસેનનું મન તરતજ વિચાર સાગરમાં પડી ગયું. ચંદ્ર પ્રકાશમાં તેના શ્યામ કેશ, ગૌર ગુલાબી મુખ, નાજુક હસ્ત, હરણના જેવી એની આક્ષીકાઓ અને પહેરેલાં રક્ત અંબરની શોભા પ્રીય વાંચનાર આ સમયે કોના મનને ઉદ્વેગ નહી કરે. તેણે પોતાના કમળમય હસ્તમાં મુદ્રી, કંકણ ઇત્યાદી અનેક આ-

જુષણ ધારણ કરેલાં હતાં અને કંઠમાં મુક્તા-માળા અને એ ઉપરાંત પુષ્પની માળા પહેરેલી હતી જેથી એના અંગની શોભા ખુબસુરત દેખાતી હતી. આવી સંપુર્ણ રૂપમય છબી જોઇ આ યુવાન પુરૂષ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે હે પ્રભુ જો આપ મારા રંક પર કૃપા કરી અને આ સ્ત્રીનો સંબંધ મારી સાથે થાય તો મારા ભાગ્યની કંઇ પણ મણા રહે નહીં" રમણસેન તું યુદ્ધ માટે આવેલો છે અને ગરીબ સ્થીતીનો માણસ છે માટે આ રાજ કન્યા તરફ જોઇશમાં."

તોપણ આ અનુપમ છબી તેના હૃદયમાં વશી ગઇ. કારણ કે—

## શ્લોક

विश्वामित्रपराशरप्रभृतयोवातांबुपर्णाशना
स्तेऽपिस्त्रीमुखपंकजंसुललितद्रष्टैवमोहंगताः
शाल्यन्नंसघृतंपयोदधियुतंभुजंतियेमानवा
स्तेषामिंद्रियनिग्रहोयदिभवेद्विंध्यस्तरेत्सागरम्.

અર્થ—પવન પાણી અને પાંદડાં વિગેરે ખાનારા પુરૂષો જેવા કે વિશ્વાગીત્ર પરાશરાદિ રૂપીઓ પણ સ્રીનાં ખુબસુરત કમળમય મુખ જોઇ મોહ પામ્યા, તો દહી, દુધ અને ઘી સહીત ચોખા ખાનારા પુરૂષ જો પોતાની ઇંદ્રીયો વશ રાખે તો વિંધ્યાચલ પર્વત પણ સમુદ્રમાં તરે. અર્થાત ઇંદ્રીઓ વશ રખાતી નથી.

આવા મહાન પુરૂષો આગળ આપણો ગ્રંથ નાયક તો શી ગણત્રીમાં જ્યાં સુધી સુર્ય પ્રકાશ રહ્યો ત્યાં લગી રમણુસેને આ સુંદર મુર્તિનું અવલોકન કર્યું પણ હવે વિઘ્ન કરનારી સંધ્યા ગર્ભાસ્થાનમાં આવી ને ચંદ્રમા પરીપૂર્ણ રીતે પ્રકાશીત થવા લાગ્યો સાયં સમય થવાથી આ કન્યાનું મન ઘર તરફ ખેંચાયું. ઉઠતાં વારમાંજ આ દીર્ઘ કાયાનો અતી રૂપવાન પુરૂષ તેની નજરે પડયો. તેની યૌવનાવસ્થાને લીધે તેનો ઘાટદાર બાંધો, તેનું ભવ્ય કપોળ, શ્યામ કેશ, અને તેણે અંગપર ધારણ કરેલાં વસ્ત્ર અને શસ્ત્ર સુંદર દેખાતાં હતાં. તે જોઇને આ બાળી-

કાનું મન લોહચુંબકની માફક આપણા ગ્રંથ નાયક તરફ ખેંચાયું. દીર્ઘ નીશ્વાસ નાંખી આ કુલીન કન્યા ચાલીગઇ. રમણસેનના જીવનમાં આ પહેલ વહેલો બનાવ હતો. પ્રકાશીત રાત્રીમાં આકાશ તરફ સ્થીર દ્રષ્ટી કરી આપણો ગ્રંથ નાયક વિ- ચારમાં લુબ્ધ બનીગયો. અને છાવણી તરફ જવાનું પણ ભુલી ગયો. પ્રીય વાંચનાર આ બાળકી પણ તર્કો દધીના તરંગમાં તરતી હતી. આખી નીશા કેમ ગુજારવી તેનો વીચાર કરવા લાગી ગ્રીષ્મ રૂતુના ચંદ્રની શીતળતા તેને અ- ગ્નીવત લાગી અને આપણા ગ્રંથ નાયકના પ્રેમાંકુરમાં તેની ચીંતા ધીમે ધીમે વૃધી પામતી ગઇ. રાત્રીનો શીતળ વાયુ તેને અશાંતી કારક થઇ પડયો. દીર્ગ નીશ્વાસ નાંખી કહેવા લાગી. "ભલા ભગવાન આવી ફીકર વીડંબના શા માટે આપે છે" આવી રીતે ઘણી દીલગીરી સાથે ની- દ્રા દેવીને આધીન થઇ.

પંચમ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ છઠો.

### સલાહશાંતી.

આગળ આપણે કહી ગયા છીએ કે રમણુસેન પ્રેમાંકુરમાં લોભાયો હતો, પોતાના કાર્યમાંથી મુક્ત થયા પછી વિચારસાગરમાં તરતો તરતો પોતાની છાવણીયે આવ્યો આ સમયે તેનું અંતઃકરણ નીરૂત્સાહી થઇ ગયું હતું પોતાની પાસે સઘળા લસ્કરને બોલાવી કહેવા લાગ્યો કે "આજે આપણે યુદ્ધ મુહુર્ત કરવાનું છે માટે સર્વે જણાએ પોતાના આયુધ સહીત તઇઆર રહેવું. ને પોતાનો ક્ષત્રી ધર્મ સંભાળી યુદ્ધ કરવું, યુદ્ધમાં લડતાં કદાપી આ ક્ષણ ભંગુર દેહ પડશે તો તેને સ્વર્ગ પ્રાપ્ત થશે ને જો વિજય પામીશું તો આપણી અને આપણા રાજાની અક્ષય કીર્તી લોકોમાં ગવાશે માટે તમારે બંન્ને તરફ લાભ છે માટે સર્વેએ ઇશ્વરપર દ્રઢ વિશ્વાસ રાખી પોતાનું શૈર્યત્વ બતાવવું. કદાપી કોઇ માણુસ કાયર થઇને રણભુમીમાંથી નાશશે.

તો મારા હસ્તથી તેનું મુસ્તક છેદન કરીશ. આ-વી રીતે અનેક પ્રકારના સંગ્રાગને લગતા બોધ આપી પોતે પોતાના સ્થાનમાં પોતાનાં આયુદ્ધ સજવાને માટે ગયો." રમણસેને આવાં સૌર્યનાં વાક્ય કહ્યાં તો પણ કેટલાક માણસો ચંદ્રસેનના લસ્કરની અગણીત સંખ્યા, તેની અપુર્વ તીક્ષણ બુદ્ધી બાહુબળનો પ્રતાપ અને યુદ્ધ કળાની ચા-તુર્યતાથી તેની સામે લડવા ને નારાજ હતા ર-મણસેન પણ લડાઇના કામમાં ઓછો ન હતો? તે પણ દીર્ઘ દ્રષ્ટી વાળો મહા બુદ્ધીવાન અને બહાદુર પુરૂષ હતો. સંગ્રામમાં લુચ્ચાઇ કેવી રીતે કરવી અને ક્ષત્રીઓને ઘટીત માન્ય કેવી રીતે આપવું તે આ તરૂણ યોદ્ધો સારી રીતે જાણતો હતો રમણસેન પોતે વસ્ત્રાયુધ ધારણ કરી સંગ્રા-મમાં જવાને વિચાર કરે છે તેવામાં એક અનુચરે આવી કહ્યું "કે સેનાધીપતીનો જય થઓ." માહા-રાજા ચંદ્રસેન આપણને મળવા આવે છે આ સાં-ભળી આપણો ગ્રંથ નાયક સહોજ આશ્ચર્ય પામ્યો અને પ્રતાપી રાજાને સન્માન આપવાને દોડયો.

મહારાજા ચંદ્રસેને કેટલીક વાર આગ તેમ નીહાળીને કહ્યું કે, "તરૂણયુવક આપના અપૂર્વ ધૈર્યથી અને તેમજ બાહુ બળથી હું ઘણોજ આનંદ પામું છું" કેટલીકવાર પછી રણસેન શાંતપણે બોલ્યો;—કૃપા નીધાન! "આપ મારા જેવા રંક માણસને આટલી બધી ઉપમા આપો છો તેને હું લાયક નથી."

ચંદ્રસેન—"સેનાધિપતિ તમારી બાલ્યાવસ્થાથીજ તમારા સદગુણની પ્રશંસા મેં ઘણાને મોઢે સાંભળી છે હું તમારી સાથે યુદ્ધ કરવાને ચહાતો નથી. પણ હે વીરપ્રવર અનીતિ યુક્ત પુરૂષને નિતીમાં લાવવો એજ ખરો ક્ષત્રી ધર્મ છે. ન્યાય ધર્મ પ્રવર્ત્તાવવાને માટે અનેક યુક્તીપ્રયુક્તી કરવી પડે એ કંઇ અધર્મ કહેવાય નહીં. તમારા રાજા રાજસીંહને સન્માર્ગે દોરવાને માટે મેં ઘણા ગુપ્ત યત્ન કર્યા અસ્તાં પણ તેને કંઇ સદ્ભાન થયું નહીં. માટે સંગ્રામનું આમંત્રણ કરવુ પડયું." (પ્રીય વાંચનાર સર્ગ પહેલામાં રાત્રીયે જે યોગી રૂપે જે પુરૂષ આવ્યો હતો તે

મહારાજા ચંદ્રસેન હતો.)

**રમણુસેન**—કૃપાનાથ! "આપનું કહેવું સ્તુતીપાત્ર છે અને આપની કિર્તી અપુર્વ છે. ને જ્યાં સુધી આપ જેવા મહાન ધર્મજ્ઞ પુરૂષોના હસ્તમાં તરવાર બીરાજે છે ત્યાં સુધી દેશમાં અન્યાય અને અધાર્મીક પણું જરા પણ પ્રવેશ કરે તેમ નથી."

ચંદ્રસેન આ સાંભળી ઘણો હર્ષીત થઇને બોલ્યો—સેનાધિપતી તમારૂં નામ શું, ને તમારી લઘુ વય હોવા છતાં આટલી બધી ધૈર્યતા અને શૌર્યતા ક્યાંથી."

**રમણુસેન**—"મહારાજા ધીરાજ મારૂં નામ રમણુસેન છે અને હું ક્ષત્રી તનયછું અને મારા પિતાનું નામ અભયસેન છે."

**ચંદ્રસેન**—"હે પ્રીય આજે મેં તમોને ઘણે દિવસે જોયા. તમારા પીતાએ મારા રાજ્યમાં રહીને ઘણી સારી રીતે મારી સેવા બજાવી છે જ્યારથી મેં તમોને જોયા ત્યારથીજ તમારા વિશે ઘણા તર્ક વિતર્ક મને થતા હતા."

આ સાંભળી રમણુસેન વિનય પૂર્વક બોલ્યો "પિતા તુલ્ય આપની સામે લઢવાને મેં તરવાર ધારણ કરી એગને ખેદ યુક્ત લાગે છે. આપની સામે યુદ્ધ કરવું, એ મારા પિતા સામે યુદ્ધ કર્યા બરોબર છે એક દિવસે મારી માતુશ્રી: પણ આપના પરોપકાર ઘણા વિષે કહેતી હતી ખરી, પરંતુ સ્વદેશાભીમાન અને રાજ્ય સેવા બજાવવા ક્ષત્રીધર્મ અનુસારે કરેલાં કૃત્યન્ત ક્ષમા કરો અને આપ દિર્ઘ કાળ સુધી જીવો ને મારા જેવા રંકનું પરીપાલન કરો."

આ સાંભળી ચંદ્રસેન બોલ્યો;—"હે ક્ષત્રી કુળદીપક તું તારા પીતા જેવો કીર્તીમાન થા, અને તારા ધારેલા સંકલ્પ પરીપૂર્ણ થાઓ."

રમણુસેન જરા સ્મીત વદને બોલ્યો—"પિતાતુલ્ય હાલમાં પરાધીન છું. તોપણ જ્યાં સુધી આ સૃષ્ટિમાં મારૂં અસ્તીત્વપણું છે; ત્યાંલગી હું આપની સામે કદાપી યુદ્ધ કરીશ નહી. ને આપની પવિત્ર સેવા બજાવવાને બનતો યત્ન કરીશ."

ચંદ્રસેન—"હે રમણુસેન!" હવે થોડા

દિવસમાં તમારો ભાગ્યોદય થશે અને તમો પરાક્રમી ને કીર્તીવંત કહેવાશો હવે હું તમારી વધારે પ્રશંસા કરવાને ઇચ્છતો નથી. અને હાલમાં તમો અહીં રહો." ચંદ્રસેને મનમાં વિચાર કર્યો કે, મારૂં જીવન મારી એકની એક જે પ્રીયપુત્રી કુસુમચંદ્રિકા છે. તેનો લગ્ન સંબંધ આ પુરૂષ સાથે કર્યો હોય, તો ઘણું સારૂ કારણ કે શાસ્ત્રમાં કહેલું છે કે;—

॥ श्लोक. ॥

कुलंचशीलंचसनाथताच
विद्याचवितंचवपुर्वयश्च
एतान्गुणान्सप्तविचिन्त्यदेया
कन्याबुधैःशेषमचिन्तनीयम् ॥ १ ॥

અર્થ—બુદ્ધીમાન માણસે લગન સંબંધ માટે કુળ, ચાલ, ઓથ, વિદ્યા, પૈસો, ઉમર અને શરીર આ સાત ગુણ વાળો વર મળે તો કન્યાદાન આપવું તે નીયમાનુસાર રમણસેન પણ સકળગુણ સંપન્ન છે માટે પુત્રીનો સંબંધ એ-

ની સાથેજ કરવો એવો મનમાં દ્રઢ નિશ્ચય કરી પોતે પોતાની રાજ્યધાની તરફ ચાલ્યો ગયો.

### ષષ્ટ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ સાતમો.

### મંગળ.

આગળ આપણે કહી ગયા છીએ કે પેલી તરૂણ બાળિકા દુઃખસાગરમાં પોતાના દિન વ્યતીત કરતી હતી. અને પોતાનો ધારેલો પ્રીય ન મળવાથી તર્કો દધીના તાર્કીક તરંગમાં તરતી હતી. અને વરસાદની માફક પોતાના પ્રાણપતીને જોવાની ઇચ્છા ધરાવતી હતી. આવી રીતે આશામાંને આશામાં દિવસ ગયો. રાત્રી ગઇ, અઠવાડીઉં ગયું તદપી આ બાળીકાની ગનાકામના પરીપૂર્ણ થઇ નહીં. તેથી ઘણી વ્યાકુળીત થઇ. એક સમયે ફરતી ફરતી આ તરૂણ યુવતી પોતાના એક સુંદર બગીચામાં ગઇ. જ્યાં કેટલાંક સુસ્વરથી ગાનારાં પક્ષીઓ પણ કલ્લોલ

ફરી રહ્યાં હતાં. ચારે પાસે ફુવારા ઉડી રહ્યા હતા. નાના પ્રકારની વનસ્પતી ખીલી રહી હતી. નાના પ્રકારનાં પુષ્પો જેવાં કે મોગરો, ગુલાબ, ચંપો, ચંબેલી, જુઇ, જાય, વગેરેથી બગીચાની શોભા વિચીત્ર પ્રકારની દેખાતી હતી. ને તેમાંથી મંદ મંદ પવન વડે ઉત્તમ સુગંધી પ્રસરતી હતી. આ જોઇને માણસ માત્રનું મન આનંદ પામ્યા વીના રહે નહીં. તો પણ આ સમય કુસુમચંદ્રીકાને અપ્રીય થઇ પડયો. શું મારો ધારેલો પ્રીય હું મેળવીશ! અને તે યુવક મને મળશે એજ વિચારો તેના હૃદયમાં ઉછળતા હતા. દીર્ઘ નીશ્વાસ નાંખી પોતાના ગાલપર હસ્ત નાંખી ધીમે ધીમે અશ્રુપાત કરવા લાગી. તે કંઈ કંપીત સ્વરે બોલી "હૃદયેશ કયાં મળશો અને ધારેલા સંકલ્પ કયારે પુરા કરશો." આવી રીતે વિચાર કરતી બાળીકા શોક તરંગમાં ડુબવા લાગી. આકુળ વ્યાકુળ બનેલી આ યુવંતી ગગન મંડળ નીરીક્ષણ કરતી અને પક્ષીઓના મધુર સ્વરને ધીક્કાર આપતી સાંજનો સમય હો-

વાથી આ સઘળું છોડી દઇ પશુ પતીના દર્શ-નાર્થે શીવાલય તરફ ચાલી. રજની ગર્ભસ્થાનમાં આવી હતી. ભુમંડળે અંધકારનો પડદો ઓઢયો હતો. કંઇક સ્થળે પવન લેવાને માટે દંપતી વર્ગ બેઠેલો હતો પવન મંદમંદ વાતો હતો. અને મધુકરો ગુંજાર કરી રહ્યા હતા તે જોઇ આ બાળીકા બોલી "હત ભાગીની તું આ ભવમાં આવું સુખ કયારે જોઇશ." આવાં વીરહ વાકય બોલતી મહાદેવનાં દર્શન કરવા ગઇ અને પોતાના કોમળ દ્વીહસ્ત જોડી શીવસ્તુતી કરવા લાગી.

## લલિતવૃત.

સુણો પ્રભુ હવે અલ્પ પ્રાર્થના,
પુરણ તો કરો ઉર કામના;
અધીક સ્નેહ છે ઉરમાં પ્રભુ,
દુખ સહુ હરો પ્રેમથી વિભુ. ૧
પીયુજ પ્રેમમાં ઘેલી હું થઇ,
સુખ બુધ્ધ સહુ વીસરી ગઇ;
પીયુ વીના મને પ્રીય કો નથી,
મુખ થકી કહું શું હવે કથી. ૨

ગન પ્રીગે ગળગે દુઃખ સૌ જશે,
અધીક હર્ષથી સુખ તો થશે;
કૃપાનિધાન છો ઇશ સર્વદા,
ગરીબ બાળની ટાળો આપદા. ૩

પ્રેગ કેવી વસ્તુ છે. એ તે કંઇ વૃક્ષ છે, કે અન્ય વસ્તુ છે. એને કોણ વાવે છે કોણ પાણી પાય છે, કોણ રક્ષણ કરે છે. તોપણ નીરંતર કેવો ઉગ્જે છે એક વાર જોયેલા પુરૂષને પુનઃ ફરીથી મેળવવો એ કેટલું બધું દુર્લભ છે. વિશ્વંભર! એક વાર ઇચ્છેલ પુરૂષ ફરીથી મેળવવા દે. પછીથી તું મારા કર્મપર વિચાર કરજે આવી રીતે વિચાર કરતી હતી. તેવામાં ઇશ્વરેચ્છાથી આપણો ગ્રંથનાયક પણ લસ્કર સહીત તથા સર્વ દગાગથી ગહાદેવનાં દરશણ કરવા આવી પહોંચ્યો. લસ્કરને આવતું જોઇ આ કુલીન બાળીકા ગહાદેવના દેવળમાંથી નીકળી અગાસીના ધાબાગાં ગઇ. ને ત્યાં જઇ લસ્કર તરફ જોવા લાગી તો તેગાં પોતાના પ્રાણપ્રીયને સુશોભીત વસ્ત્રાલંકાર સહીત જોયો. જેથી તે ધ-

ણી ખુશી થઇ બોલી, "હે અજર અમર અવી-નાશી પ્રભુ તું અમો બંનેનો દંપતી વર્ગ કરજે" આટલું બોલી તેણે ઘર તરફ પ્રયાણ કર્યું ને ઘેર જઇ અતી હર્ષયુક્ત પોતાની માતાને લગ્ન સંબંધી નવા સમાચાર કહેવા લાગી, કે માજી આજે મેં એક નવીન પુરૂષ મહાદેવના દેવાલયમાં જોયો કે જે શીવાલયમાં પશુપતીનાં દરશણ કરવા પોતાના સર્વ લશ્કર સહીત આવેલો હતો. તેનેજ હું મારા અંતઃકરણથી વરી ચુકેલી છું. માટે તેની સાથે મારૂં લગ્ન કરવાને મારા પીતાજીને કહો.

"કેવી શરમની વાત છે કે આવી રીતે પોતે બીન પરીક્ષાએ તેમજ બીન માહિતીએ એકદમ પોતે પોતાના મનની અંદર તેનું સ્વરૂપ જોઇનેજ પોતાના મન સાથે તેને પોતાનો પ્રીય ધાર્યો."

कामातुराणांनभयंन्तिलज्जा
अर्थातुराणांनसज्जनोनबंधु
चिन्तातुराणांनसुखंननिद्रा

**क्षुधातुराणांनबलंनतेजः**

અર્થ—જે માણુસ કાંમી છે. તેને લજ્જાનો ભય નથી. અર્થ મનુષ્ય બંધુ તેમજ સજ્જનને પણુ ગણુતો નથી. તે પોતાનો અર્થ સાધવામાં તત્પર રહેછે. ચીંતા યુક્ત માણુસ છે તેને સુખ તેમ નીદ્રા નથી. ને ભુખ્યો છે. તેને બળ તેમ તેજ નથી.

"ઓહો આ વાકય યથાર્થ છે તોપણુ દરેક સુજ્ઞ સ્ત્રી પુરૂષોએ પારકી સ્ત્રી તેમજ પારકા પુરૂષ તરફ કદી કુદ્રષ્ટી એ જોવું નહીં. અને તેને માટે કદી પણુ મનમાં કોઇ પણુ વખને દુષ્ટ વિચાર લાવનો નહીં કારણુ કે પારકી સ્ત્રીની અભીલાષાથી ઘણા માણુસો ખુવાર થએલા છે." જે વાક.

**रक्षःप्रतिर्जनकात्मजाहरणेनबाली**
**तारापहारविधिनासचर्कीचकोऽपि**
**पांचालिकाप्रथनान्निधनंजगाम**
**तस्मात्कदापिपरदाररतिंनकुर्यात् ॥१॥**

અર્થ—સીતાનું હરણુ કરવાથી રાવણુ. તા-

રાને હરી લેવાથી વાલીને દ્રોપતીને છેડવાથી કીચકે પોતાનો પ્રાણ ખોયો માટે કોઇ વખતે પર સ્ત્રીમાં પ્રીતી યુક્ત થવું નહીં. વળી નીતીવાન પુરૂષે કહેલું છે કે—જેને ઘણું જીવવાની ઇચ્છા હોય તેણે પર સ્ત્રીનો સંગ ત્યાગ કરવો.

કુસુમચંદ્રીકાની માતાએ પોતાની દીકરીની સર્વ બીના પોતાના ભરથારને વિદીત કરી. તેથી પોતે પણ કહેવા લાગ્યો કે પુત્રી વયે આવેલી છે. માટે હવે ઘણા દિવસ બેસી રહેવું નહીં. એમ જાણીને મે જે રાજસીંહ તરફથી મારી સામે યુદ્ધ કરવાને જે પુરૂષ આવેલો છે તેની સાથે આપણી પુત્રીનું લગ્ન કરવાનું ધારેલું હતું તેમજ આપણી પ્રીય પુત્રીએ પણ તેને પોતાના મન સંગાતે પ્રીય ગણ્યો તેથી હું ઘણો ખુશી થયો છું ને તમો જઇ આપણી કુસુમચંદ્રીકાને કહો કે કાલે જરૂર લગ્ન મુહુર્ત પુછાવી તેની સાથે તારો સંબંધ કરીશું. પતીની સર્વ બીના તેણે પોતાની પુત્રીને કહી તેથી તે ઘણી હર્ષીત થઇ.

દોહરો.

આંધાને આંખો મળે, મળે બધિરને કાંન;
નિર્ધનને પૈસો મળે, વંઝાને સંતાન. ॥ ૧ ॥

આવી રીતે તેના હર્ષની સીમા રહી નહીં. પ્રીય વાંચનાર હવે તું લગ્ન પ્રસંગને માટે આગળ વાંચ.

સપ્તમ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ આઠમો.

### લગ્ન પ્રસંગ.

પ્રાતઃકાળ થયો અને જ્યાં સુર્ય પ્રકાશીત થયો એટલે રાજાએ પોતાના સર્વ જ્યોતીષ શાસ્ત્રીઓને ભેગા કર્યા. અને મહારાજાચંદ્રસેને હાથ જોડીને નમ્રતા પૂર્વક પુંછયું કે "મારી પ્રીય પુત્રી કુસુમચંદ્રિકાનું લગ્ન કનકપુરીના રાજા રાજસીંહના સેનાધીપતી રમણસેનની સાથે કરવાનું છે ને હાલમાં તેઓ અત્રે આવેલ છે માટે લગ્નનું શુભ મુહુર્ત આપો કે જેથી હું લગ્નની સર્વ સા-

મથી તત્પર કરૂં." આ સાંભળી સર્વ જોશીઓ જોતીષ જોવાને મંડી ગયા. અને સર્વે એ એક મત કરી કહ્યું કે આજથી આઠમે દિવસે એટલે વૈશાખ સુદ તૃતીયાને રોજ સર્વોતમ મુહુર્ત છે. માટે તે દિવસે આપે કન્યાદાન આપવું. આ સાંભળી રાજા તેમજ સર્વે સભા ઘણી હર્ષીત થઇને જોશી લોકોને યોગ્ય સીરપાવ આપી વિદાય કીધા. મહારાજા ચંદ્રસેને પોતાના નગ્રને અનેક પ્રકારના રંગોથી સુશોભીત કર્યું, ને રાજદ્વાર આગળ પચરંગી પતાકા કદલીના સ્થંભ સુવર્ણમય કળસ વીગેરે ગોઠવી દીધા. અનેક પ્રકારના પચરંગી ચીનાઇ ખાનાથી આ જગો ઘણીજ દેદીપ્યમાન દેખાતી હતી. મહારાજા ચંદ્રસેને સર્વે આપ્ત વર્ગને તેમજ મીત્ર મંડળને આ મંગળમય બીનાની કુમકુમ પત્રીકા મોકલી.

આ મંગળમય વાર્તા આખા નગ્રમાં ફેલાઇ ગઇ અને જયજયકારના નાદ થવા લાગ્યા. મહારાજા ચંદ્રસેને અક્ષય તૃતીયાને રોજ પોતાની પ્રીય પુત્રીનુ લગ્ન આપણા ગ્રંથ નાયક સાથે

કીધું. અને કન્યા દાનમાં પોતે કેટલાક હસ્તી, અશ્વ, ગ્રામ, અને અનેક પ્રકારના ઉત્તર વસ્ત્રાલંકાર આપ્યાં, આજથી આપણા ગ્રંથ નાયકનો પરી પૂર્ણ ભાગ્યોદય થયો. રગણસેનનું માન્ય દીન પ્રતીદીન વધવા લાગ્યું ને પોતે કુસુમ ચંદ્રીકા સાથે અનેક પ્રકારના ભોગ વિલાસ ભોગવવા લાગ્યો કહેવત છે કે.

## દોહરો.

સુખમાં સોની સાંભરે, દુઃખે સાંભરે રામ;
દુઃખમાં માતા સાંભરે, સુખમાં સ્ત્રીનું નામ. ૧

આ પ્રમાણે સુખમાં લુબ્ધ થઇને પોતાની માતાનું નામ પણ વિસરી ગયો. કેટલાક દિવસ આ પ્રમાણે સુખમાં નિર્ગમન કર્યા પછી એક દિવસે તેને પોતાની માતુશ્રી તેમજ રાજા રાજસીંહ યાદ આવ્યાં. જેથી તેનું મુખમંડળ તદન ફીકું થઇ ગયું. અને મનમાં સન્તાપ કરવા લાગ્યો કે ઘણા દિવસથી મારે મારી માતુશ્રીનો તથા રાજસીંહનો વિયોગ પડયો છે તેથી કરીને તેઓ અનેક પ્રકારનાં દુઃખ વેઠતાં હશે. આથી

રાતે વિચાર કરે છે એટલામાં કુસુમચંદ્રિકા આ-વી પહોંચી, તેણે પોતાના પ્રાણપતીને ઉદાશી જોઇ પુછ્યું ? સ્વામીનાથ! "આજે આપ ઘણી ચીંતામાં છો એમ મને માલમ પડે છે તેનું કારણ શું છે તે મને દર્શાવો." રમણસેન સ્મીતવદને બોલ્યો કે;—"પ્રીયા કંઇ નહીં. પણ આજે મને મારી માતુશ્રી તેમજ મારા રાજા રા-જસીંહનો વિયોગ યાદ આવેલો છે તેથી કરીને હું ઘણોજ દિલગીર છું માટે મારે હવે મારા ઘર તરફ પ્રયાણ કરવું જોઇએ જો તમારી મ-રજી હાલ ત્યાં આવવા ન હોય તો સુખેથી અહીં-આં રહો." આ સાંભળી કુસુમચંદ્રિકા બોલી કે—

श्लोक.

भर्ताहिपरमंनार्याभूषणंभूसणैर्विना
एपाविरहितातेनशोभनापिनशोभना॥१॥

અર્થ—સ્ત્રીઓને આભુષણ ન હોય તો પણ તેનું આભુષણ પતીજ છે. સ્ત્રી આભુષણ યુક્ત હોય પણ પતી રહીત હોય તો શોભતી નથી.

વળી— દોહરો.

ધનહિન હોય ધરનો ધણી,
પીના હોય પૃથ્વી પતી;
પણ સ્ત્રી તે શોભે સાસરે,
શામળ કહે તે તો સતી.

તેથી હું તો આપની સાથેજ આવીશ. આ સાંભળી રતનસેન ઘણોજ ખુશી થયો, અને કુસુમંદ્રિકા પોતાનાં માત પીતાની આજ્ઞા લેવા સારૂ ગઇ, અને જ્યાં પોતાના માત પીતા એકાંત સ્થળે બેઠેલાં છે ત્યાં આવી જાણે પોતાની માતુશ્રીને વધામણી ખાવા આવી ન હોય તેમ અતી હર્ષીત વદને બોલી. "માતુશ્રી આજે મને મારા પતિએ પોતાની માતુશ્રી તરફ જવા ફરમાવ્યું છે માટે તમે મને રજા આપો કે જેથી તેમના મનને ઘણો હર્ષ પ્રાપ્ત થાય." આ સાંભળી તેની માતુશ્રી બોલી કે તું આગ એક દમ જવાનું કહે છે તેથી હું ઘણી દીલગીર છું પણ શું કરૂં લાચાર કહેવું છે કે—अर्थोहिकन्यापरकीयएव આ પ્રમાણે પોતે વિચાર કરીને કહ્યું કે જા

તારા પતિને કહે કે કાલે તમને જવાને રજા આપીશું માટે મારી પ્રીય પુત્રી કાલે જરૂર તારે સાસરે જજે. પુત્રીના ગયા બાદ કુસુમચન્દ્રિકાની માતાએ પોતાના પ્રીય પતીને પોતાની દીકરી-ની સર્વ બીના વિદીત કરી. એટલે તેણે કહ્યું કે કાલે આપણે તેમને જવાની આજ્ઞા આ-પીશું. આ પ્રમાણે પોતાની માતુશ્રી તરફથી જવાની આજ્ઞા મળી તેની ખુશાલીનીબીના કુ-સુમચંદ્રીકા પોતાના પ્રીયપતી રમણુસેનને કહેવા લાગી કે "કાલે આપણે જરૂર જઈશું." આ સાં-ભળી રમણુસેન ઘણો ખુશી થયો ને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે કાલે જરૂર આહીંથી જઇ મારી માતુશ્રી તથાં રાજારાજસીહને મળી તેમને ખુશી કરીશ. આવી રીતે વિચાર કરી પો-તાની પ્રીયા સાથે સુખાસના રૂઢ થયો સવાર થઈ એટલે પોતે પોતાની પત્ની સહીત જવાની તૈ-યારી કરી. મહારાજા ચંદ્રસેને પોતાના લશ્કરમાંથી કેટલુંક લશ્કર, હસ્તી, અશ્વ વીગેરે આવી મોટી ખુશાલી સાથે વિદાયગીરી આપી. આ સમયે

કુંગુમચંદ્રિકાની માતાએ પોતાની દિકરીને છાતી સાથે ચાંપી નીચે પ્રમાણે બોધ આપે છે.

**भर्तादेवोगुरुभर्ताधर्मतीर्थव्रतानिच**
**तस्मात्सर्वंपरित्यज्यपतिमेकंभजेत्सती॥१॥**

અર્થ—સ્ત્રીઓને પતીજ દેવ. ગુરૂ પોષણકર્તા. ધર્મ, તીર્થ, તથા વૃત રૂપ છે માટે સર્વ છોડી સ્વામીનીજ સેવા કરવી.

પતી જ્યારે ઘરમાં આવે ત્યારે ઉઠીને તેનું સન્માન કરવું, દાસીની પેઠે તેની સેવા કરવી, તેના સુતા પછી સુંવું, અને તેના પહેલાં ઉઠવું પરપુરૂષની સાથે કોઇપણ સમયે ભાષણ કરવું નહીં જ્યારે પતી પરદેશ જાય ત્યારે પોતાના ઘર શીવાય અન્ય ઘેર જવું નહીં સરસ વસ્ત્રાલંકાર ધારણ કરવા નહીં. ને શુદ્ધ અંતઃકરણથી ઇશ્વર ભક્તીમાં પોતાના દિવસો ગુજારવા.

વળી— ॥ श्लोक ॥

**कार्येषुमंत्री करणेषुदासी**
**स्नेहेषुमाता शयनेषुरंभा**

**धर्मेषुसाह्या क्षमयाधारित्री**
**षटगुणयुक्ता त्विहधर्मपत्नि ॥ १ ॥**

અર્થ—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે, સેવા કરવામાં દાસીની માફક તનદેઇ કામ કરે છે માતા જેવો પોતાના પૂત્ર પ્રત્યે પ્રેમ રાખે છે તેવો પ્રેમ પતિ પ્રત્યે રાખે છે શયન વખતે તો રંભા છેજ ધર્મના કાર્ય કરવામાં પતીને સાહ્ય આપે છે ને ક્ષમા ધારણ કરે છે આવી ષટ ગુણવાળી પત્નીને વિદ્વાન માણસોએ ધર્મ પત્ની કહેલી છે. માટે તું પણ સદાચરણથીજ ચાલજે.

વળી કહેલું છે કે—

**तद्दानैःशुद्धतेनारीनोपवासशतैरपि**
**नतीर्थसेवयातद्वत्भर्तुःपादोदकैर्यथा ॥ १ ॥**

અર્થ—પોતાના સ્વામીના પગ પખાલીને પાણી પીને સ્ત્રી જેટલી પવિત્ર થાય છે તેટલી દાન-તીર્થ-ઉપવાસ વગેરે કીધાથી થતી નથી માટે પતી એજ સ્ત્રીનું પરમ દૈવત છે એમ માની તું તારા પતીથી કદી વિરૂદ્ધ ચાલીશ નહીં.

આપણો ગ્રંથનાયક મહારાજા ચંદ્રસેનની દીકરી કુસુમચંદ્રિકા તેમજ લશ્કર સહિત પોતાની માતુશ્રી તેમજ રાજા રાજસીંહના તરફ આતી હર્ષિત થઇ આવતો હતો. પ્રીય વાંચનાર હવે તું રાજા રાજસીંહ તરફ તથા રમણસેનની માતુશ્રી તરફ તારૂં મન દોડાવ.

અષ્ટમ સર્ગ સમાપ્ત.

---

## સર્ગ નવમો

### રાજ્યાભીષેક.

ભિચારો રાજસીંહ પોતાનો શુરવીર યોદ્ધા ઘણા દિવસ થયા તોપણ મહારાજા ચંદ્રસેન તરફથી લડાઇના કંઇ પણ સમાચાર લાવ્યો નહીં તેથી દિલગીર થઇ વિચાર કરે છે કે જો ફરીથી કોઇ રાજા ચઢી આવે તો મારી ઘણી ખરાબી થાય કારણ કે હાલમાં પુરતુ લશ્કર પણ નથી વળી મારા રાજની અંદર રમણસેન જેવા બહાદુર અને હિંમતવાન યોદ્ધા બીજો કોઇ પણ

નથી આવી રીતે સભાની અંદર વિચાર કરે છે એટલામાં કોઇ અનુચરે લશ્કરની ધાગ ધુમ જોઇ ઘણોજ ચીંતાતુર થઇ દોડતો દોડતો રાજ્ય સભામાં આવી પહોંચ્યો. જ્યાં સભા ભરીને રાજા રાજસીંહ બેઠેલો છે ત્યાં આવીને બોલ્યો કે "મહારાજ રાજસીંહ આપણા રાજ્યપર કોઇ મહાન બળવાન રાજા લશ્કર શહીત લઢવાને માટે આવે છે." આ સાંભળતાં વારમાંજ રાજાની મુખાકૃતી સ્તબ્ધ બની ગઇ. અને જેમ કદલીપર વીજળી પડે તેમ થઇ ગયું અને સભામાં કહેવા લાગ્યો કે આ મહાન રાજા જે લશ્કર સહીત આવે છે તેની સામે લઢવાને સારૂં જાય એવો કોઇ બહાદુર પુરૂષ નથી. જો આ સમયે મારો શુરવીર યોદ્ધો રમણસેન હોત તો પોતે લઢાઇને સારૂ જાત અને મને સુખી કરત" આવી રીતે રાજસીંહે અનેક પ્રકારની સભામાં દિલગીરી બતાવી છેવટે એવો ઠરાવ કર્યો કે જે મહાન રાજા લઢાઇ સારૂં આવે છે તેની પાસે અનેક પ્રકારની માફી માગી સુખી થવું. એમ ધારી પોતે સાદો પો-

શાક પેહેરી આપણા ગ્રંથનાયક તરફ આવવાને તૈયારી કરે છે એટલામાં રમણુસેનના તરફથી શુભ સમાચાર ગળ્યા તેથી પોતે ઘણોજ હર્ષીત થઇ સર્વ કારભારી મંડળ અને સુજ્ઞ સભાસદો સહીત વાજતેગાજતે મોટી ધામધુમથી આપણા ગ્રંથ નાયક તરફ ચાલ્યો. જ્યારે રમણુસેને જા. ણ્યું કે રાજસીંહ મારી મુલાકાત માટે આવે છે ત્યારે પોતે હસ્તીપરથી નીચે ઉતરી રાજસીંહની સામો ગયો ને પગે પડી કહ્યું કે "કૃપાનીધાન આપની કૃપાથી મારે મહારાજા ચંદ્રસેન સાથે સલાહ થઇ. તમા તેમની પ્રીય પુત્રીનું લગ્ન મારી સાથે કરી મને અનેક પ્રકારનાં વસ્ત્રાલં- કાર આપી મોટી કૃપા કીધી છે." આ સાંભળતાં વારમાંજ રાજસીંહને હર્ષનાં આંસુ આવ્યાં અને સભાસદોમાં જયજયકારના પોકારો થઇ રહ્યા. આ વખતે રાજસીંહે વીચાર્યું કે મારાથી મહાન નૃ- પતીએ જ્યારે પોતાની પુત્રીનુ લગ્ન રમણુસેન સાથે કર્યું તો પછી હું મારી પુત્રી લગ્ન તેની સાથે કરૂં તેમાં કંઇ નવાઇ કહેવાય નહીં. આવી

રીને મન સાથે નક્કી કરી સર્વજનો એ રાજ સભા તરફ ગમન કીધું. રમણસેન મહારાજા ચંદ્રસેનની દીકરી કુસુમચંદ્રિકા પરણી લાવ્યો એવું જ્યારે તેની માતુશ્રીના જાણવામાં આવ્યું ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહીં રાજારાજસીંહે પણ પોતાની પુત્રી કુસુમાવલીનું શુભ લગ્ન મોટી ધામધુમથી આપણા ગ્રંથ નાયક સાથે કીધું ને કન્યાદાન માં પોતાને પુત્રની પ્રાપ્તી ન હોવાથી તથા વૃદ્ધાવસ્થા હોવાથી પોતાનું સરવસ્વ રાજ્યપાટ રમણસેનને સ્વાધીન કર્યું આજથી આપણા ગ્રંથનાયકના નામની દુવાઈ ફેરવી જે વખતે રમણસેનને પટ્ટાભીષેક કરે છે તે વખતે રાજ્ય ગુરૂ આવી અનેક પ્રકારના બોધ દેછે.

आज्ञाकीर्तिःपालनंब्राह्मणानां
दानंभोगोमित्रसंरक्षणंच
येषामेतेषड्गुणानप्रवृत्ता
कोऽर्थस्तेषांपार्थिवोपाश्रयेण ॥१॥

આજ્ઞા કીર્તી બ્રાહ્મણનું પાલન. સત્પાત્રને

દાન. ભોગ, વિપ્રી વખતે મિત્રનું સંરક્ષણ એટલા ૭ ગુણ જે રાજામાં નથી તેને રાજા ગણવાનું પ્રયોજન નથી અર્થાત ૭ ગુણ રાજામાં હોવા જોઇયે.

વળી રાજાએ હમેશાં પ્રજાનું પાલણ યોગ્ય રીતે કરવું જોઇયે, કંઇ પણ પ્રકારે પ્રજાને સુખ થાય તેમ હમેશાં યત્ન કરવો જોઇએ લાંચીયાને હરામી માણસને યોગ્યરીતે શિક્ષા કરવી જોઇએ, પ્રજાનાપર કર વીગેરેના સખ્ત જુલમો દુર કરવા જોઇએ. પાખંડી અને ખટપટીયા માણસથી દુર રહેવું. રૈયતને ખરો ઇનસાફ આપી સુખી કરવી. પ્રજાનુ દ્રવ્ય કોઇ પણ ખરાબ રસ્તેથી છીનવી લેવું નહીં. સર્વ મનુષ્ય વર્ગને સમાન જાણી પોતાની પ્રજા કેવી રીતે સુખી થશે તેનો હરનીશ વિચાર કર્યા કરવો. નીરૂધમી માણસોને હરેક પ્રકારે ઉદ્યમે લગાડી પોતાનું રાજ્ય આબાદ કરવું. પોતાની સંમતીથી કદી ચાલવું નહી, શીલવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને વયવૃદ્ધ એ માણસોની સંમતી લેઇ રાજ્ય કાર્યભાર ચલાવવો.

ઉપરપ્રમાણે જે રાજા વર્તે છે, તે આ લોકમાં અખંડ સુખ ભોગવી પરલોકમાં પણ સુખ ભોગવે છે. વળી કહ્યું કે.

## अहिंसापरमोधर्मः

કોઇ પણ પ્રાણીની કદી હિંસા કરવી નહી એજ મુખ્ય ધર્મ છે.

## श्लोक.

धृतीक्षमादमोऽस्तेयंशौचमिंद्रियनिग्रहः
धिर्विद्यासत्यमक्रोधोदशकंधर्मलक्षणम्॥१॥

અર્થ(૧) સર્વ કામમાં ધીરજ રાખવી કારણ કે ધીરજ વગર કોઇ પણ કામ બનતું નથી. (૨)કોઇપણ માણસે કરેલા અપરાધની ક્ષમા કરવી (૩) બાહ્ય ઇંદ્રીયોને કષ્ટ આપી બળવાન કરવી. (૪) અયોગ્ય રીતે કોઇની વસ્તુ લેવી નહી. (૫) બહારથી તેમજ અંદરથી શરીર નિર્મળ રાખવું (૬) અંતરની ઇંદ્રીયોને નિયમમાં રાખી અયોગ્ય રીતે વર્તવા દેવી નહી (૭) નીરંતર બુદ્ધીથી સત્યા સત્યનો નિર્ણય યથાર્થ ક-

રેવો (૮) જે વીદ્યાથી બુદ્ધી વધે તેનું અધ્યયન કરવું (૯) સત્ય પણું રાખવું (૧૦) ક્રોધનો ત્યાગ કરવો. આદશ ધર્મનાં લક્ષણ છે માટે આ બરોબર રીતે પાળવાં જોઇએ. આવી રીતે અનેક પ્રકારની ઉત્તમ સલાહ આપી.

પોતાના પુત્રને અચાનક બંને કુલીન કન્યાઓ મળી તેમજ રાજ્યપદવી પાંમ્યો તેથી કરીને આપણા ગ્રંથનાયકની માતુશ્રીને તેમજ આપણા ગ્રંથનાયકને કેટલો બધો હર્ષ પ્રાપ્ત થયો હશે તેનો પ્રીય વાંચનાર તુંજ વિચાર કર.

## નવમો સર્ગ સમાપ્ત.

---

"રમણુસેન તું આજથી રાજા થયેલો છે. માટે મહાન પુરૂષોના જેવાં આચરણ રાખજે કારણકે કેટલાક માણસને ઇશ્વર ઇચ્છાથી ઉચ્ચપદવી પ્રાપ્ત થાય છે ત્યારે ઇશ્વરનો ડર ન રાખતાં પોતાની સત્તાનો ગર્વ ધરાવી હજારો મનુષ્યના વ્યાજબી હકને નુકશાન કરે છે તેમ તું કદી કરતો નહીં પ્રીય વાંચનાર જો તું પણ મોટી પદવી

એ હોયતો તારા જેવા તેમજ તારા નીચેના નોકરો પર દયા રાખી સત્ય રીતે વરતીવરતાણી, સુખી થજે. કદી હોદ્દાથી ફુલાઇ જઇ કોઇના હકને નુકસાન પોહોચાડીશ નહી. કદાપી જો તારી હલકી સ્થતી હોય તો તુ પરમ કૃપાળુ પરમેશ્વર ઉપર પૂર્ણ રીતે આકીન રાખી સત્ય રીતે ચાલજે, અને સદાચરણી થઇ કોઇનું ભુંડું ઇચ્છીશ નહી, કદાપી કોઇ તને નુકશાન કરે તો તે વખતે ધૈર્યતા રાખી બનતા યત્નોએ કરીને તારા કામમાં સ્નેહમંદ થજે આ સૃષ્ટીમાં ઇશ્વરે સુખ અને દુઃખનું જોડું કીધેલું છે, અને તે દરેક મનુષ્યને તેના પુર્વ સંચીત પ્રમાણે ભુક્ત માન કરવું પડે છે. સુખની અંદર અભીમાન કરવો અને દુઃખમાં ધૈર્યતા હીન થવું એ ધર્મ વિરૂદ્ધ છે માટે સદા ઈશ્વર સ્મર્ણસાથે ધૈર્યતા રાખી સત્ય માર્ગથી ચાલજે જેથી ઇશ્વર તારૂ ભલુ કરશે."

સત્ય મેવજયતે.

(પ્રથમ ભાગ સમાપ્ત.)



# અગાઉથી આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોના નામ.

| નામ. | ગામ. | નકલ. |
|---|---|---|
| | **વસો.** | |
| શ્રીમંત રા. રા. અમીન અંબાઇદાસ જીવાભાઇ ઉર્ફે ભાઉ સાહેબ. | | ૨૦૦ |
| રા. રા. પારેખ અમૃતલાલ ગોકળદાસ. | | ૫ |
| | **ડાકોર.** | |
| રા. રા. વડીલબંધુ માધવદાસ તુળસીદાસ. | | ૩૫ |
| ,, ,, ,, નાગરદાસ તુળસીદાસ. | | ૩૦ |
| ,, ,, ,, મોતીલાલ સામળદાસ. | | ૨૫ |
| ,, ,, કનીષ્ટબંધુ રણછોડદાસ નારણદાસ. | | ૨૦ |
| ,, ,, બાપાલાલ બેચરભાઈ શેવક. | | ૨ |
| ,, ,, નાથાભાઇ રામચંદ્ર શેવક. | | ૨ |
| ,, ,, છગનલાલ હરીવલવ ભ્રેન્યરકુલના પહેલા આસીસ્ટંન્ટ માસ્તર. | | ૨ |
| ,, ,, માધવરાવ બાપુજી શાસ્ત્રી ડીપોટી સ્ટેશન માસ્તર. | | ૧ |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | નારણજી લક્ષ્મીરામ ઉપાદયા | ૧ |
| ,, | ,, | ઉમેદભાઇ શંકરભાઇ ઈંગલીશસ્કુલના હેડમાસ્તર. | ૩ |
| ,, | ,, | બાપુરાવ ભાઉસાહેબ ઉપાસની. | ૧ |
| ,, | ,, | નાથાભાઇ દામોદરદાસ માળી. | ૨ |
| ,, | ,, | આણંદરાવ ધરમતરાવ કોલેકર. | ૫ |
| ,, | ,, | કેસવલાલ મનસુખ શાહ. | ૧ |

## નાપાડ.

| | | | |
|---|---|---|---|
| રા. | રા. | જમનાદાસ જેઠાભાઈ દેશાઇ. | ૫ |
| ,, | ,, | કલ્યાણદાસ જેઠાભાઇ. પટેલ. | ૧ |
| ,, | ,, | રતનચંદ ભીખાચંદ. | ૧ |
| ,, | ,, | નાથાભાઇ કાલીદાસ. પટેલ. | ૧ |
| ,, | ,, | જીવણલાલ ત્રીભોવનદાસ માસ્તર. | ૧ |
| ,, | ,, | ગોરધનદાસ હરગોવનદાસ. | ૧ |
| રા. | રા. | છોટાલાલ મુળજીભાઇ. | ૧ |
| ,, | ,, | જેઠાલાલ જગજીવનદાસ. | ૧ |
| ,, | ,, | અંબાલાલ રણછોડદાસ. | ૧ |
| ,, | ,, | કાળીદાસ બાજીભાટ. | ૧ |
| ,, | ,, | ગાંધી માણેકલાલ સાવલીવાળા. | ૧ |

## મુંબાઇ.

રા. રા. છગનલાલ માણેકલાલ ચુડાવાળા. ૨
" " મનમોહનદાસ ત્રીભોવનદાસ સરાફ. ૧
" " મણીશંકર માહાશંકર ત્રવાડી. ૧
" " ઠાકોરદાસ રૂગનાથદાસ સીગનલર. ૧
" " જગનાંદાસ ગોરધનદાસ. ૧
" " દયાશંકર કૃપાશંકર ધગડ ગીકેની.
કલપ્યુપીલ. ૧
" " ફતેચંદ સાંકળચંદ ટાઇમકીપર. ૧
" " વિશ્વનાથ આદીતરામ. એનજીનીઆર. ૧
" " ઝવેરીલાલ વંદરાવનદાસ. બાદશાહ. ૧
" " નાનાભાઇ મોતીરામ. ૧
" " નાનાભાઇ મોતીરામ. ૧
શેઠ. દાદાભાઇ રૂસ્તમજી બાટલીબોઇ. ૧
સ્ટોરકીપર. ૧
મોસલા મીઠાઘોડાના ડોકર. ૧
બાંનતઝીર લોકલ ફંડ સરવીઆર. ૧

## અંકલેશ્વર.

રાવસાહેબ ચંદુલાલ મથુરાંદાસ મુનસફ. ૧

રા. રા. જગજીવનદાસ પરસોતમ. ૧
,, ,, લાલભાઈ દયાળજીભાઈ પટેલ. ૧
કાછીઆ હરીભાઈ ગોરધન. ૧
માસ્તર. અબુમીયાં સીદીમીયાં. ૧
ભાડભુંજા. જીતા કેવલભાઇ. ૧
પટાવાળા. ઇદુ હનમંતરાવ. ૧
બિલીફ. કુસનાજી દારકુજી. ૧

## વડોદરા.

રા. રા. પૂજાભાઈ દવારકાંદાસ. દેશાઈ. ૧
વજાપતી. ગઠુરભાઇ કલ્યાણદાસ. ૧

## સાવલી.

રા. રા. મુળજીભાઇ મોતીલાલ મજમુદાર. ૧

## દેવગડ બારીઆ.

રા. રા. રેવાશંકર પ્રેમાનંદ. મુજડીદાર. ૧

## જંબુસર.

ખરાદી. ગીરધર અંબાલાલ. ૧

## ગોધરા.

રા. રા. માણેકલાલ છગનલાલ દેશાઈ. ૧

શ્રી ડાકોરમાં આવો શ્રી રણછોડજીનાં દ-
રસન કરો અને પુસ્તકના પૈસા ભરો.

# જાહેરખબર.

# માનવ સુબોધ પ્રકાશ.

આગાઉથી રૂપિઆ બે પાછળથી રૂ૪-૦-૦
ઉપરના નામનું બોધકારક પુસ્તક હમારા તર-
ફથી ત્રણસે ગ્રાહક થએ છપાઈ બહાર પાડવા-
માં આવશે. જેની અંદર માતા, પીતા, તેમજ
બાગનીનુ હેત બતાવે છે, મોત્રની તેમજ સ્ત્રીની
પરીક્ષા બતાવે છે. અને પૈસો કેવી રીતે વા-
પરવાથી હિત થાય છે તે વિગેરેનો સંપૂર્ણ ચી-
તાર બતાવે છે. આ પુસ્તક હમારા જગતકર્તા સ-
માન પીતાજી સાંમળદાસ કસનદાસની પવીત્ર સે-
વામાં અર્પણ કરવામાં આવશે. માટે જેને રાખવું
હોય તેણે પોતાનુ નામ, ઠામ, નકલો સહીત ખરી
બતાવી નીચેને સરનામે લખી મોકલવા કૃપા કરવી.

મુકામ ડાકોર.
ઠે. મુખીની
ખડકીમાં

જગતશુભેચ્છક.
માણેકલાલ વિ. સાંમ
ળદાસ પટેલ.